શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા, નં. ૨૬.

ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વરદેવ કૃત

# कीर्तिकौमुदी

મહાકાવ્યનું

સમશ્લોકી ગુજરાતી ભાષાંતર કરનાર

આચાર્ય વલ્લભજી હરિદત્ત,

ક્યુરેટર, વૉટસન મ્યુઝિયમ, રાજકોટ.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ સ્મારક ફંડ ખાતેથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.

સંવત ૧૯૬૪. સન ૧૯૦૮.

મૂલ્ય આઠ આના.

# શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળાનો

## ઉપોદ્‌ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેંબર સન ૧૮૭૭ ના રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦ સોસાઈટીને મળ્યા, તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજીક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં. સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત પુસ્તક પ્રસારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે સન ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦ ની સરકારી પ્રામીસરી નોટો પુસ્તકો તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી છે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તકો " શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા " તરિકે પ્રસિદ્ધ થયાં છેઃ—

૧ કઈ કઈ ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા તેમાં સુધારો કરવાના ઉપાય.
૨ માને શિખામણ.
૩ નીતિમંદીર.
૪ બાળલગ્નથી થતી હાનિ.
૫ પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફત્તેતી.
૬ ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર.
૭ ધાર્મિક પુરૂષો.
૮ વિવાહતત્ત્વસિંધુ.
૯ બેંજામીન ફ્રાંકલીન.
૧૦ બોધક ચરિત.

૧૧ સદ્વર્તન.
૧૨ રઘુવંશકાવ્ય.
૧૩ જાવજી દાદાજી ચોધરીનું ચરિત્ર.
૧૪ ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો. ( પ્રાચીન ઇતિહાસ. )
૧૫ ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો. ( અર્વાચીન ઇતિહાસ. )
૧૬ નીતિસિદ્ધાન્ત.
૧૭ ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર.
૧૮ શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર.
૧૯ પરોપકાર.
૨૦ ઢોરનું ખાતર.
૨૧ જગતનો અર્વાચીન ઇતિહાસ.
૨૨ કીરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાંતર.
૨૩ વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો.
૨૪ વાર્નિશ.
૨૫ જીવનનો આદર્શ.
૨૬ કીર્તિકૌમુદી.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,**
**અમદાવાદ**–તા૦ ૨૧, ડીસેમ્બર સન ૧૯૦૭.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૯ | અને नेति | अने नेति |
| ૧૩ | ૨ | द्रया | द्रुचा |
| ૧૩ | ૧૮ | દ્રા | દ્રચા |
| ૧૪ | ૨ | અર્ણા | અર્ણો |
| ૧૪ | ૯ | બ્યાઘ્ર | બ્યાઘ્ર |
| ૧૪ | ૨૦ | ચતુર્વિં | ચતુર્વિં |
| ૧૫ | ૨૧ | જે૯ | જે ૯ |
| ૨૩ | ૧૫ | ક્રિલ્લ | ક્રિલ્લા |
| ૨૪ | ૧૧ | કુબ્જન | કુબ્જના |
| ૩૧ | ઉપાંત્ય | યૂર્તો | પૂર્તો |
| ૩૨ | ૧ | ,, | ,, |
| ૩૩ | ૭ | પુરૂષ | પુણ્ય |
| ૩૪ | ૨ | રહેજ | સ્હેજ |
| ૩૪ | ૫ | પુર્વાદા | પૂર્વાદા |
| ૩૪ | ૨૨ | माव्य | माल्य |
| ૩૬ | ૧૭ | अबुदायले | अर्बुदाचले |
| ૫૧ | ૬ (છેલી) | જેવે | જેવો |
| ૫૨ | ૪ ( ,, ) | ચ્હડાવે. | ચ્હડાવેલો |
| ૧૬ | ૧૮ | અશ્ર | અશ્રુ |
| ૧૭ | ૬ | કુક કુટ | કુક્કુટ |
| ૨૪, ૩૭ | ૭, ૧૪ | વક્ર | વક્ર |
| ૩૫ | ૧૦ | સદાનંદોય | સદાનંદોદય |
| ૩૭ | ૧ | યાવનેંય | યોવનેંય |
| ૪૦ | ૪ (છેલી) | લિટ્ર | લિટ્ |
| ૪૨ | ૨ | લઈ | લૈ |
| ૪૩ | ૧૨ | પઠયે | પઠયે |
| ૪૪ | ૧૭ | पिव | पिब |
| ૪૪ | ૧૮ | पिधारां | पि धारां |
| ૪૫ | ૩ | રુથ | સ્થ |
| ૪૫ | ૪ (છેલી) | ચક્ર | યદુ |

| | | | |
|---|---|---|---|
| ૪૬ | ૧૦ | એતિ | અતિ |
| ૪૭ | ૪ | માંડયલ | માડયલ |
| ૪૭ | ૫ | એટલે | ઍટલે |
| ૪૭ | ૫ | જર્યોં | જયર્વોં |
| ૫૦ | ૩ | સહજીવે | સહુ જીવે |
| ૫૧ | ૧૪ | ન્યાયી તે | ન્યાયી છે તે |
| ૫૨ | ૧૦ | જણાવ્યું | જણુવ્યું |
| ૫૨ | ૧૩ | રોફ | રોફે |
| ૫૫ | ૩ | વક્ર | વક્રૂ |
| ૫૭ | ૫ (છેલી) | तेरान | तरनि |
| ૬૬ | ( ,, ) | હાસ્ય | હાસ્ય |
| ૭૨ | ૧૬ | થ્યો | થ્યો |
| ૭૫ | ૮ | ચંદ્રે | ચંદ્ર |
| ૭૭ | ૧૯ | વિદ્વાને | વિદ્વાન્ |
| ૭૯ | ૪ (છેલી) | पुरा | पुरो |
| ૮૦ | ૬ ( ,, ) | बौष | वौष |
| ૮૧ | ૪ ( ,, ) | હતાં તે | હતાં છે |
| ૮૩ | ,, ( ,, ) | સૂહ્ય | સૂહ્ય |
| ૮૪ | ૧૮ | રહેલી | સ્હેલી |
| ૮૪ | ૩ (છેલી) | કિરણોનાં | કિરણોની |
| ૮૫ | ૧ | દેસ– | દે સ– |
| ૮૮ | ૫ | વન | વંન |
| ૯૦ | ૨ (છેલી) | ત્પેક્ષા | ત્પ્રેક્ષા |
| ૯૪ | ૧૬ | चंदन | चंदनं |
| ૯૫ | ૧૫ | હથો | હયો |
| ૯૬ | ૧૯ | ફૂલ રૂપ | ફુલ રૂપ |
| ૯૯ | ૧૯ | અથ્યાહત | અધ્યાહત |
| ૧૦૨ | ૭ (છેલી) | शोषेष्ठा | शोषेष्व |
| ૧૧૫ | ૪ | वाघेण | वाघेल |
| ૧૧૫ | ૧૩ | ( રા. મા. દા. ) | ( રા. મા. |

વિનતિ કરવામાં આવે છે કે સહુએ પોતપોતાનાં પુસ્તકમાં ઉપર સુધારી લેવું.

**આચાર્ય વલ્લભજી હરિદત્ત.**

# પ્રસ્તાવના તથા ઉપોદ્ઘાત.



પ્રસ્તાવનાનું મુખ્ય કામ એ છે કે, જે પુસ્તક માટે તે લખવામાં આવતી હોય તેનાં અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એ અનુબંધ-ચતુષ્ટય કહેવાં જોયે. એ જો કે વેદાંતનાં પુસ્તકોને માટે કથાય છે તોપણ એ વાત દરેક ગ્રંથને પણ લાગુ પાડી શકાય; અને તે કહેવામાં ભેળા બીજા પેટા વિષયો તેમાં સમાવી શકાય. જેમકે—વિષય સાથે તે ગ્રંથનું નામ, તેનું નિર્વચન, તે આ ગ્રંથને કેમ લાગુ પડે છે? તેનાં લક્ષણ, અને વિષયના નાયકનું વર્ણન. સંબંધ સાથે તેના કર્તા અને નાયકનો સંબંધ અને તે પ્રસંગે કર્તાનું જન્મચરિત્ર આવે; અને પ્રયોજન સાથે ગ્રંથ મેળવવામાં અને બનાવવામાં અગવડ, સગવડ, મહેનત, મદદ વગેરે અવશિષ્ટ બધું આવી જાય. તે શૈલી અનુસાર આમાં પણ આગળ વધવું જોયે.

**૧ અધિકારી**—આ ગ્રંથના કાવ્યરસાસ્વાદજ્ઞ, ઐતિહાસિક જ્ઞાનેચ્છુ અને તે સાથે મુમુક્ષુ ( એ આગળ પ્રયોજન વખતે સ્ફુટ થાશે. ) એ અધિકારી છે.

**૨ વિષય**—વિષય સમજતાં પ્હેલાં તેના નામ સંબંધી હકીકત આગળથી જાણવી જરૂરની છે.

**નામ**—આ ગ્રંથનું "કીર્તિકૌમુદી" નામ સુપ્રસિદ્ધ છે. કેટલાક કીર્તિ શબ્દને યશથી જુદો પાડી તેનો અર્થ પણ "કીર્તિ મુવા પછેની અને યશ જીવતાનો" એમ જૂદા કરે છે તે **यशः कीर्तिं च लक्ष्मीं च सदा रक्षतु वैष्णवी ॥** ( ચંડીપાઠ બ્રહ્મકવચ ) એમ બંને શબ્દ એક ઠેકાણે ભેળાં હોય તેના નિર્વાહ માટે ભલે રહ્યું, પણ પ્રાયઃ બંને પર્યાય શબ્દ તરીકે જ વપરાય છે. તે માટે જ **यशः कीर्तिः समज्ञा च** એમ અમરચંદ્રે અને **कीर्तिः प्रसाद यशसोर्विस्तारे कर्दमेपि च** એમ અનેકાર્થ હૈમમાં કહ્યું છે. તેથી આંહી પણ એ જ અર્થમાં ગ્રાહ્ય છે. તે કીર્તિની કૌમુદી એટલે પ્રકાશ કર-

નારી. કૌમુદી અભ્યાસારંભે ગુરૂશ્રીએ પાઠ કરાવ્યું છે કે, **कौ पृथिव्यां मोदते मोदयते वा कुमुद श्चंद्रः तस्य ज्योत्स्नेयं कौमुदी ॥** તે પછે **सिद्धांतानां कौमुदीव** કૌમુદીની પેઠે **कीर्तेः कौमुदीव कौमुदी कीर्तिकौमुदी ।** એ આ ગ્રંથનું નામ નિર્વચન છે. (કેની કીર્તિ ? એ આગળ આવશે ) આ તો તેનું વિશેષ નામ થયું પણ તે નામને **महाकाव्य**ના સામાન્ય નામનું વિશેષણ લગાવ્યું છે. કાવ્યના જુદા જુદા પ્રકારે ઘણા ભેદ છે. તેમાં આ બે ભેદ પણ **महाकाव्य** અને **खंडकाव्य**ના પણ છે. **काव्य**ની વ્યુત્પત્તિ **कवेरिदं काव्यं ष्यञ्** અથવા **कव–वर्णने स्तुतौ च कर्मणि–ण्यत् ॥ वर्णनीये स्तुत्ये च.** (વા. બૃ.) એટલે **कव्यते** અને **नेतिकाव्यं** એમ બે પ્રકારે કરી છે. કાવ્યપ્રકાશમાં **काव्यं यशसेऽर्थकृते** એ શ્લોક ઉપર પ્રદીપકારે—**लोकोत्तर–वर्णना–निपुण स्वरूपस्य कवेरसाधारणं तादृग्वर्णनात्मकं कर्म** એમ **कवेः** અને **इदं** એ બે પદને સ્ફુટ કરીને લક્ષણ બતાવ્યું છે. **महाकाव्य**ને માટે **महच्च तत्काव्यं च महाकाव्यं** એમ વિગ્રહ છે. તેના લક્ષણ માટે સાહિત્યદર્પણમાં લખે છે કે,—

**सर्गबंधो महा काव्यं तत्रैको नायकः सुरः**
**सद्वंशः क्षत्रियो वापि धीरोदात्त गुणान्वितः ॥**
**एक वंशभवा भूपाः कुलजा बहवोऽपि वा ॥**
**शृंगारवीरशांताना मेकोऽगी रस इष्यते ॥**
**अंगानि सर्वेऽपि रसाः सर्वे नाटकसंधयः**
**इतिहासोद्भवं वृत्त मन्यद्वा सज्जनाश्रयम् ॥**
**चत्वार स्तस्य वर्गाः स्यु स्तेष्वेकं च फलं भवेत् ॥**
**आदौ नमस्क्रियाशीर्वा वस्तुनिर्देश एववा ॥**
**क्वचिन्निंदा खलादीनां सतां च गुण कीर्तनम् ॥**
**एक वृत्तमयैः पद्यैरवसानेन्यपद्यकैः ॥**
**नातिस्वल्पा नातिदीर्घाः सर्गा अष्टाधिका इह ॥**
**नानावृत्तमयः क्वापि सर्गः कश्चन दृश्यते ॥**
**सर्गांते भाविसर्गस्य कथायाः सूचनं भवेत् ॥**

संध्या सूर्ये दुरजनी प्रदोषध्वांत वासराः ॥
प्रातर्मध्यान्हमृगया शैलर्तुवनसागराः ॥
संभोगविप्रलंभौच मुनिस्वर्गपुराध्वराः ॥
रणप्रयाणोपयममंत्रपुत्रोदयादयः ॥
वर्णनीया यथायोगं सांगोपांगा अमी इह ॥
कवेर्वृत्तस्य वा नाम्ना नायकस्येतरस्य वा ॥
नामास्य सर्गोपादेयकथाया: सर्गनाम तु ॥
इत्यादि. ( ६ परि० )

**ભાવાર્થ**—મહાકાવ્યમાં અધ્યાયને ઠેકાણે સર્ગ જોયે. એક નાયક અને તે દેવતા. અથવા સારા વંશનો ક્ષત્રિય. તે ધીરોદાત્ત[1] ગુણવાળો જોયે. અથવા એક વંશના કુલીન ઘણા પણ ચાલે. શૃંગાર, વીર અને શાંતમાંથી એક રસ મુખ્ય અને બાકીના ૬ રસ (હાસ્ય, કરુણ, રૌદ્ર, ભયાનક, બિભત્સ અને અદ્ભુત,) અંગભૂત. નાટકના બધા સંધિ. ઐતિહાસિક કે સત્પુરૂપને ઉદ્દેશીને બીજુ (કલ્પિત અથવા મિશ્ર) કથાનક. તેના ચાર (ધર્મ, અર્થ કામ અને મોક્ષ) વર્ગમાં ૧ ફળ તરીકે. આરંભમાં નમસ્કાર કે આશીર્વાદ અથવા વસ્તુનિર્દેશ જ. ક્યાંક ખળાદિની નિંદા, સત્પુરૂપના ગુણાનુવાદ, આખો સર્ગ એક વૃત્તના શ્લોકવાળો, અને છેલો શ્લોક જુદા વૃત્તનો. ઝાઝા ન્હાના નહિ, ઝાઝા મ્હોટા નહિ એવા ૮ થી વધારે સર્ગ. કોક સર્ગ વિવિધવૃત્તનો પણ હોય; સર્ગને સમાપ્તિએ આવતા સર્ગની હકીકતની સૂચના, સંધ્યા, સૂર્ય, ચંદ્ર, રાત્રિ, પ્રદોપ, અંધારૂં, દિવસ, સવાર, મધ્યાન્હ, મૃગયા, પર્વત, ઋતુ, વન, સમુદ્ર સંભોગ, વિપ્રલંભ (ઠગાઈ કરવી તે), મુનિ, સ્વર્ગ, નગર, યજ્ઞ, રણ, ચ્હડાઈ વિવાહ, મંત્ર, પુત્રપ્રાપ્તિ, ઇત્યાદિનું યથાયોગ્ય (સંબંધાનુસાર) સાંગોપાંગ વર્ણન. કવિના કે વિષયના, કે નાયકના, કે બીજાના નામથી નામ. અને જે તે

---

१ अविकत्थनः क्षमावान् अतिगंभीरो महासत्वः ॥ स्थेयान् निगूढमानो धीरोदात्तो दृढव्रतःकथितः ॥ (શ. ચિં. પૃ. ૧૫૫) બડાઈ મારનાર નહીં, ક્ષમાવાળો, અતિગંભીર, મહાબળવાન્, અતિસ્થિર, ગુપ્તમાનવાળો અને દૃઢ સંકલ્પવાળો તે ધીરોદાત્ત કહેવાય.

સર્ગમાં જે જે વાત આવે તે તે સર્ગનું તે તે નામ રાખવું. ઇત્યાદિ.

આ લક્ષણો આ ગ્રંથને બરાબર લાગુ પડે છે કે નહિ એ ગ્રંથ વાંચવાથી સ્વતઃ જણાઇ આવે એમ છે એટલે તે બતાવવા આંહી લંબાણ કરવાની જરૂર નથી; કેમકે ઘણુંકરી ઉપર લખેલી બધી વાત આ મહાકાવ્યમાં છે.

આ ગ્રંથનો વિષય વસ્તુપાળ તેજપાળ નામના, અણહિલપાટણમાં વસતા, વિક્રમ સંવતના ૧૩ મા શૈકામાં થઈ ગયેલા પ્રખ્યાત જૈનધર્મી, વાણિયા કારભારી બે સગા ભાઇઓનાં (તેમાં વિશેષે કરીને વસ્તુપાળનાં) પરાક્રમ, ચાતુર્ય અને ધર્મકાર્યનું વર્ણન છે; અને તેની સાથે સાથે તેના સંગ્રહીતા રાજાઓનું વર્ણન અને તે પ્રસંગે તેની રાજધાનીના પૂર્વના રાજાઓનું વર્ણન છે. સર્ગનાં નામ પણ વિષયને અનુકૂળ પડતાં રાખ્યાં છે. જેમકેઃ—

**૧ લા સર્ગનું નામ**—નગર (અણહિલપુરપત્તન) વર્ણન.

**૨ જા સર્ગનું નામ**—નરેંદ્રવંશ વર્ણન (જેમાં એ પુરના પૂર્વના (મૂળરાજથી ભોળાભીમ સુધી) અને પછીના નવા વાઘેલા શાખાના (અર્ણોરાજથી વીરધવળ સુધીના) નું વર્ણન આવે છે.

**૩ જા સર્ગનું નામ**—મંત્રીસ્થાપના.

**૪ થા સર્ગનું**—દૂતસમાગમન.

**૫ માનું**—યુદ્ધવર્ણન (તે માત્ર શંખ સાથેના.)

**૬ ઠ્ઠાનું**—પુરપ્રમોદવર્ણન.

**૭ માનું**—ચંદ્રોદય વર્ણન.

**૮ માનું**—પરમાર્થ વિચાર. (આમાં કવિએ સૂર્યોદયના વર્ણન સાથે સંસારની અસારતા વગેરે ખરેખર બોધદાયક વિષય ચીતર્યો છે.)

**૯ માનું નામ**—યાત્રાસમાગમન રાખ્યું છે. (જેમાં શેત્રુંજય, પ્રભાસ પાટણ અને ગિરિનારની યાત્રાઓનું વર્ણન છે.)

દરેક સર્ગમાં અંતર્ગત વર્ણન કેવા પ્રકારનું છે તે આ સાથેની અનુક્રમણિકા વાંચવાથી સ્પષ્ટ થઇ જાશે એટલે તે આંહી ઉતારવી લંબાણ કરવા જરૂર નથી. તોપણ બીજો સર્ગ જે નરેંદ્રવંશ વર્ણનનો છે તે ખરેખરો ઐતિહાસિક વિષય છે તો તે સંબંધી પ્રસંગને લગતું કાંઇક વિશેષ સ્પષ્ટીકરણ કરવું ઉચિત લાગે છે.

આરંભ ચૌલુક્ય મૂળરાજથી કર્યો છે. તે પાટણની ગાદીએ વિ. સં. ૯૯૮ માં આવ્યો હતો. તે પહેલાં પાટણની ગાદીએ ચાવડાવંશ હતો; અને તે વનરાજ ચાવડાએ સંવત્ ૮૦૨ માં પાટણ વસાવ્યું ત્યારથી તેના અનુયાયી ૬ રાજાઓનો અમલ હતો. છેવટનો રાજા સામતસિંહ ચાવડો અનપત્ય હોવાથી તેના ભાણેજ મૂળરાજને ગાદી મળી. (મૂળરાજને કોઈએ તેનો દૌહિત્ર કહ્યો છે એ વાત ખોટી છે.) મૂળરાજ કલ્યાણના સોલંકીવંશના રાજા ભુવનાદિત્યના પુત્ર "રાજ"નો દીકરો હતો. તે પછીથી તેના વંશજો સોલંકી ભોળા (અને બાળ) ભીમ સુધીના ૧૦ રાજા ગાદી ઉપર આવ્યા હતા. તે પછે ચૌલુક્યવંશની બીજી શાખાના વાઘેલા ઉપનામવાળા રાજાઓ આવ્યા.

એ બધાનો વંશક્રમ અને સાલવારી આ પ્રમાણે છે.

ચાવડાવંશનો છેલ્લો રાજા સામતસિંહ. તેની બેન

લીલાદેવી. ચૌલુક્યરાજ.



ત્રિભુવનપાળ

મહીપાળ

૮ કુમારપાળ—વિ.સં.૧૧૯૯–૧૨૩૦ વર્ષ ૩૧

૯ અજયપાળ—વિ. સં. ૧૨૩૦–૧૨૩૩ વર્ષ ૩

૧૦ મૂળરાજ. વિ. સં.૧૨૩૩–૧૨૩૫ વર્ષ ૨

૧૧ ભીમ (ભોળો) (૨ જો) વિ. સં. ૧૨૩૫–૧૨૯૮ વર્ષ ૬૩

કૌંસમાં જે આંકડા છે તે ગ્રંથાંતર મતના છે.

ઉપરની વંશાવળીમાં ૧ વિરોધ, ૧ શિલાલેખની સાથે આવ્યો છે તે એ કે પ્રભાસપાટણના વેરાવળી દરવાજાની અંદર પેસતાં જરા આઘે ગયા પછી જમણા હાથ ઉપર એક પડથારના થડમાં મ્હોટી દીવાલ છે તેમાં હેઠલે ભાગે ( પડથારને અડતી ) ૨ કાળી મ્હોટી પાટ્ય ભીંતમાં ચણેલી છે, અને તેમાં લેખ કોતરેલા છે. તેમાંની ઉત્તર તરફની મ્હોટી ( ૨ા ફુટની ચોરસ ) પાટ્યમાં જે લેખ છે તે સંવત્ ૧૨૭૨ ની સાલનો છે. તેમાં ભીમદેવે ( બાળ ભીમે ) પોતાના મંત્રી શ્રીધર નામના નાગર મારફત પ્રભાસપાટણમાં મેઘધ્વનિ નામે સોમનાથનો મંડપ બનાવ્યાનું લખ્યું છે. તે પ્રસંગે તેમાં બીજી પણ ઐતિહાસિક હકીકત સમાએલી છે. ( જેમાં આગળ આવશે એ ઘુંચવારો આવે છે. ) રાજવંશ આમાં પણ મૂળરાજથી આરંભીને ચામુંડરાજ, દુર્લભરાજ, ( અને તેનો નાનો ભાઈ ) વલ્લભ, ભીમ, કર્ણ, જયસિંહદેવ, કુમારપાળ, અજયદેવ, ( કુમારપાળનો ભત્રીજો, ) મૂળરાજ ( અને તેનો નાનો ભાઇ ) ભીમદેવ ( બાળભીમદેવ જેણે મેઘધ્વનિ મંડપ કરાવ્યો ) એમ ક્રમ લખી તેઓના મંત્રીઓ તરીકે વડનગરના નાગર, શાંડિલ્યગોત્રી,

વસ્ત્રાકુલવંશી, ( વસ્ત્રાકુલ જુની અવટંકવાળા ) દેવયૂ, તેના માધવ, લૂલ, અને ભાભ ( લૂલો અને ભાભો ? ) એમ ત્રણ પુત્ર; તેમાં લૂલથી ભાભ, લૂલ, શોભ, અને શ્રીધર, એમ પુત્રપરંપરા લખી છે. આમાં કાકા[1] ભત્રીજાનું અને પિતામહ પૌત્રનું સરખું નામ છે એ આશ્ચર્યજનક છે. પહેલા મૂળરાજને અણહિલવાડ પાટણનો રાજા ચૌલુક્યવંશી, દેવયૂના આશીર્વાદથી રાજ્ય ભોગવતો અને દેવયૂના પુત્રો સાથે મિત્રભાવવાળો લખ્યો છે. ચામુંડરાજે પોતાના પિતાના મિત્ર મહામંત્રી માધવને[2] કન્હેશ્વર નામનો હાથી આપ્યો. વલ્લભ, ભીમ, કર્ણ અને કુમારપાળ એઓના અનુક્રમે ભાભ ( રજો ) લૂલ ( ર જો ), શોભ અને વલ્લભ એઓને મંત્રી લખ્યા છે. વચમાં અજયદેવ પછી ભીમનો મંત્રી શ્રીધર, તે શ્રીધરની મા રોહિણી, અને તેને હમીરની સેનાનો જીતનાર લખ્યો છે. ચૌલુક્ય અને વસ્ત્રાકુલ વંશીની પ્રીતિ બની રહો એમ ઉથા ( કવિ ? ) એ આશીર્વાદ આપ્યો છે. શ્રીધરને પ્રભાસપાટણનો અધિકાર મળવાથી તેણે ત્યાં પોતાની માના શ્રેય માટે રોહિણી સ્વામી નામે વિષ્ણુમંદિર, બાપના નામથી શિવાલય અને પોતાને માટે પૃથ્વી જય નામે શિવાલય કરાવ્યાનું લખી પોતાના ધણી ( ભીમ ) ને માટે

---

૧ દેવયૂ.

માધવ. લૂલ. ભાભ.

ભાભ—ભીમનો મિત્ર.

લૂલ—કર્ણનો મંત્રી.

શોભ—જયસિંહનો મિત્ર.

વલ્લભ—કુમારપાળનો મંત્રી.

શ્રીધર—ભીમનો મંત્રી.

૨ કર્ણવાળો માધવ આ નહીં.

અવનિજય નામે શિવાલય તથા એક મઠ કરાવ્યાનું લખ્યું છે. આમાં વિશેષ એ આવ્યો છે કે, શ્લોક ૧૪ મો તથા ૧૫ મો આ પ્રમાણે છેઃ—

[1]तस्यात्मजो तदनु दुर्लभराजनामा
यस्यारिराजमकरध्वजशंकराख्या ॥
पृथ्वीं वभार परिपंथिशिरः किरीट
रत्नच्छविच्छुरितशोणितभद्रपीठः ॥ १४ ॥
तदनु तदनुजो भूवल्लभो भूर्भुवःस्व
स्त्रितयपठितकीर्ति मूर्तिमद्विक्रमश्रीः ॥
यदरिनृपपुरेषु स्थूलमुक्ता फलांका
मृगपतिपदपंक्ति दृश्यते चत्वरेषु ॥ १५ ॥

આમાં ચામુંડરાજના પુત્રોમાં દુર્લભ મ્હોટો અને વલ્લભ ન્હાનો એમ **तदनुजः** શબ્દ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. જો કે ઘણું કરી બધે ઠેકાણે વલ્લભ મ્હોટો અને દુર્લભ ન્હાનો લખ્યો છે, તથાપિ આ શંકાનું સમ્યક્ સ્ફોટન થવા મ્હેં સને ૧૮૯૬ માં આ બાબત ડૉ. બ્યુલર સાહેબને સંસ્કૃતમાં કાગળ લખી તેમનો અભિપ્રાય માગ્યો હતો. તેનો જવાબ તેમણે પણ સંસ્કૃતમાં જ લખ્યો હતો. તે બંને મૂકતાં વિસ્તાર થાય માટે તેનો જવાબ નીચે મૂકું છું—

आचार्य...वल्लभजीति सुगृहीत नामाङ्कितान्विद्वद्वरान्प्रति डाक्टर जी. व्यूलर इति परम सुहृदः कुशलप्रश्नः समुल्लसतु तराम्. विशेषस्तु किं वल्लभराजश्चौलुक्यानां तृतीयो राजासीदुताहो दुर्लभ-

---

૧ ભાવાર્થ—પછે તેનો દીકરો દુર્લભરાજ નામે થયો, જેનું શત્રુભૂપતિરૂપ કામદેવ માટે શંકર એવું નામ છે. શત્રુના માથાના મુગટનાં રત્નની કાંતિથી જેનાં રાતાં સિંહાસન કાબરચિત્રાં થાય છે તેણે પૃથ્વીનો ભાર ઉપાડી લીધો. (૧૪) પછી તેનો ન્હાનો ભાઈ વલ્લભ થયો. જેની કીર્તિ ત્રણલોકમાં પ્રસરી છે, અને જેના શત્રુઓના પુરના ચોટામાં મ્હોટાં મોતીના ચિહ્નયુક્ત સિંહનાં પગલાંની હાર્ય દેખાય છે. ૧૫

राजानंतरं चतुर्थ एवेतिभवत्कृतस्य प्रश्नस्य निर्णयेसतृतीयोदुर्लभराजस्याग्रज श्चेति मन्मतम् तत्र च हेमाचार्यकृतोद्व्याश्रयकोषस्तत्कृतव्याकरणप्रशस्ति द्वितीयभीमदेवशासनानि ( इंडियनएंटिक्वेरी ६ पृ. १९६ १९९, २०१, २०३, २०५, २०७, २०८) सोमेश्वरकृता कीर्तिकौमुदीत्यादयो ग्रंथाः प्रमाणं तेन च देवपत्तन प्रशस्तौ लिखिता वार्ता भ्रम एवेत्यनुमीयते.

अन्यच्च यद्देवपत्तनप्रशस्तौ नागराणां कुलं वस्त्राख्यमिति कीर्त्यते तत्सांप्रतं वस्तेति व्यवह्रीयत इति कल्पना समीचीना नवेति मत्प्रश्नः * * * * * * * * * * * *

डिसेंबर मासे तारीख १८ इसवीसन १८९६

બીજી શાખાના ચૌલુક્યો (વાઘેલા) જે આ પુસ્તકના નાયકના સંગ્રહીતા છે તેમાં માત્ર નીચે લખેલા ૫ રાજાઓનું જ વર્ણન મૂક્યું છે.

---

**ભાવાર્થ**—શ્રી આચાર્ય વલ્લભજી એ સારા નામવાળા શ્રેષ્ટ વિદ્વાન તરફ. દાકતર જી. બુલર નામના પરમ મિત્રનો કુશળ પ્રશ્ન. વિશેષ કે—શું વલ્લભરાજ ચૌલુક્યોમાં ત્રીજો રાજા કે દુર્લભ પછી ચોથો જ રાજા એ તમારા કરેલા પ્રશ્નના નિર્ણયમાં તે ત્રીજો અને દુર્લભરાજનો મ્હોટો ભાઈ એમ મ્હારો મત છે. તેમાં પ્રમાણ હેમાચાર્યનો કરેલો દ્વાશ્રય કોશ, તેની કરેલી વ્યાકરણ પ્રશસ્તિ, બીજા ભીમદેવનાં શાસનો ( ઈંડિયન એન્ટીક્વેરી વોલ્યુમ ૬ ના પૃષ્ઠ ૧૯૬, ૧૯૯, ૨૦૧, ૨૦૩, ૨૦૫, ૨૦૭, અને ૨૦૮ ) અને સોમેશ્વર દેવકૃત કીર્તિકૌમુદી ઈત્યાદિ ગ્રંથ છે. તેથી દેવપત્તન ( પ્રભાસપાટણ ) ના લેખમાં લખેલી વાર્તા ભ્રમ જ છે એમ અનુમાન થાય છે.

બીજું જે દેવપત્તનના લેખમાં નાગરોનું કુળ વસ્ત્રા એ નામનું કહ્યું છે તે હાલમાં વસ્તા એમ બોલાય છે તે. એ કલ્પના ઠીક છે કે નહી, એ મ્હારૂં પ્રશ્ન છે. * * * * * * * *

ડીસેંબરની તારીખ ૧૮ ઇસવીસન ૧૮૯૬.

ધવલ (ધવલક) સં. ૧૨૧૬–૧૨૨૭ કુમારપાળનો માસો, ધોળકા વસાવ્યું.
|
અર્ણોરાજ (આનોજી) સં. ૧૨૨૭–૧૨૫૬ કુમારપાળનો મસ્યાઈ ભાઇ. (આનાક)
|
લવણપ્રસાદ (લાવણ્યપ્રસાદ, લાવણ્યસિંહ, લૂણોજી)—
સં. ૧૨૫૬–૧૨૮૯ } વસ્તુપાળ તેજપાળને કારભાર સોંપનાર.
|
વીરધવળ—સં. ૧૨૭૬–૧૨૯૯
|
વીરમ  વીસલદેવ—સં. ૧૩૦૦–૧૩૧૮

રાસમાળાના વધારામાં લખ્યું છે કે ધવળકને વ્યાઘ્નપલ્લી (વાઘેલ)નો ગરાસ મળ્યો અને બીજે ઠેકાણે અર્ણોરાજને કુમારપાળે આપ્યાનું લખ્યું છે. તેમ સુકૃતસંકીર્તન. (સ. ૩ જા) માં તેને ભીમપલ્લીપુરનો રાજા કહ્યો છે. ધવલ કરતાં ધવલક એ નામ ઠીક લાગે છે; કેમકે તે ઉપરથી ધોળકા નામ બંધબેસતું આવે છે. **व** નો સંપ્રસારણ **उ** થઈને **धव**નું **धौ** થયું. પણ સંસ્કૃતમાં **धवलक्क**[1] એમ બે કક્કા વધારી દીધા છે. અર્ણોરાજનું આણોજી અને લવણપ્રસાદનું નામ લૂણોજી એ મૂળ નામ લાગે છે, અને તે જ વ્યાવહારિક નામ હશે. તેનાં સંસ્કૃત કરવા અર્ણોરાજ અને લવણપ્રસાદ કર્યાં લાગે છે. લવણપ્રસાદને ૧૨૮૯ સુધી અને વીરધવળને ૧૨૯૯ સુધી રાજ્ય કર્યાનું રાસમાળાની નોટમાં લખ્યું છે, પણ વીરધવળ પહેલાં મુઓ છે અને લવણપ્રસાદ તે પછે મુઓ છે; કેમકે વીરધવળ મુઆ પછે રાજ્યગાદીએ વસ્તુપાળે વીસલદેવને બેસાર્યો તે લવણપ્રસાદની મરજીવિરુદ્ધ બેસાર્યાનું પ્રબંધચતુર્વિંશતિમાં લખ્યું છે. વળી વસ્તુપાળ તો સંવત ૧૨૯૮ માં મુઓ છે અને વીસલને ગાદીએ આવવાની સાલ ૧૩૦૦ ની લખી છે એ પણ ૨ વર્ષનો ફેર છે. પણ એવા એવા ન્હાના ન્હાના ફેર તો ઇતિહાસના કામમાં આવ્યા વગર રહે નહીં. પ્રસંગને લગતી હકીકત લખતાં બહુ દૂર આવી જવાણું તો હવે પાછો વિષયના અંગથી આરંભ કરીએ.

---

૧ દ્વ્યાશ્રયમાં પ્ર. ૪ થામાં શ્લોક ૫૬૩ માં **धवलक्क** પણ નામ છે.

એ વસ્તુપાળ, તેજપાળ કોણ હતા? ક્યાંના હતા? તેણે શાં પરાક્રમ અને ધર્મકાર્ય કર્યાં એ સવાલ સહજ ઉત્પન્ન થશે. તો એ વિષે ટૂંકમાં (કેમકે વિસ્તાર માટે તો આ ગ્રંથ અને બીજાં પુસ્તકો છે જ.) લખવાના આરંભમાં જણાવવું જોયે કે એ મહાત્માના વર્ણનનાં આજ સુધી નીચે લખેલાં પુસ્તકો વગેરે ઉપલબ્ધ છે.

૧ આ મહાકાવ્ય (કીર્તિકૌમુદી) સોમેશ્વરદેવ કૃત.

૨ સુકૃતસંકીર્તન મહાકાવ્ય અરિસિંહ કૃત.

૩ વસ્તુપાળચરિત્ર—હર્ષાંક નામે જીનહર્ષગણિ કૃત.

૪ પ્રબંધ ચતુર્વિંશતિમાં પ્રબંધ ૨૪ મો (છેલો) રાજશેખર કૃત.

૫ પ્રબંધ ચિંતામણિમાં પ્રબંધ ૪ થામાં કુમારપાળ પ્રબંધમાં છેલો પ્રબંધ. મેરૂતુંગ કૃત.

૬ વસ્તુપાળ તેજપાળ રાસ—જૂની ગુજરાતીમાં સમયસુંદર પાઠક કૃત

૭ એક પાનામાં—જૂની ગુજરાતીમાં ગદ્ય.

૮ શિલા લેખો ૧૬.

ગિરનારમાંના ૧૩.

આબુમાં ૨.

શત્રુંજયમાં[1] ૧.

ઉપર જે નામ ગણાવ્યાં તે વિષે વધુ વિવેચન કરવાની જરર છે આ પ્રમાણેઃ—

નં. ૧ લાના આ કીર્તિકૌમુદી કાવ્ય (જે ૯ સર્ગાત્મક છે તે) વિશે વ લખવા જરર નથી; કેમકે હાથના કાંકણને અરીસાની જરર નથી.

---

૧. શત્રુંજયમાં વસ્તુપાળના લેખો સંવત્ ૧૨૮૮ ના છે, અને તે ફોટોગ્રાફ બ્યુલરે પોતાને દેખાડ્યાનું મી. કાથવટે કહે છે; પણ શત્રુંજય ના લેખ સિવાય બીજા તેના લેખ છે જ નહીં. કદિ બ્યુલરે દેખાડયાં હ તે ગિરનારના હશે, કેમકે ત્યાંના લેખો સંવત્ ૧૨૮૮ ના છે.

નં. ૨ વાળું સુકૃત સંકીર્તન મહાકાવ્ય ૧૧ સર્ગનું છે. તેમાં ઐતિહાસિક વર્ણન કરતાં આલંકારિક વર્ણન બહુ છે. કવિતા રસમયી અને પ્રૌઢ છે.

નં. ૩ વાળા હર્ષાંકના ૮ પ્રસ્તાવ (અધ્યાય) છે પણ તે પ્રસ્તાવો મ્હોટા મ્હોટા બહુ છે. કેટલાક ૮૦૦ શ્લોક સુધી લંબાએલા છે. શ્લોકો પ્રાયઃ અનુષ્ટુપીયા અને વર્ણન સાદું પુરાણની શૈલી ઉપર કરેલું છે. કુલ શ્લોક ૪૫૦૦ નું પુર છે. તેમાં તમામ ઐતિહાસિક હકીકત તથા પ્રતિપદ નીતિ ધર્મ દાન વગેરે પ્રસ્તાવ ઉપર બહુ સારી કલમ ચલાવી છે. જૈનીઓમાં આ પુસ્તક કથા તરીકે વાંચવા લાયક છે. સંવત્ ૧૩૯૭ માં (વસ્તુપાળના અવસાન પછે બે વર્ષે) જયચંદ્રના શિષ્ય જીનહર્ષગણિ નામના જૈન સાધુએ કરેલું છે. અનુક્રમે વંશ વર્ણન, મારવાડમાં મુસાફરી, તેજપાળ વર્ણન, ધૂધુલજય, ખંભાતાધિપત્ય, શંખવિજય, ધર્મકૃત્ય, યાત્રા, ધર્મકાર્ય એમ વિષયો છે.

નં. ૪ વાળો પ્રબંધચતુર્વિંશતિ ખાસ, વસ્તુપાળ, તેજપાળનો ગ્રંથ નથી પણ તેમાં ૨૪ મો (છેલો) પ્રબંધ વસ્તુપાળ, તેજપાળને માટે છે તે પણ બહુ વિસ્તારવાળો છે. આ આખું પુસ્તક ગદ્યમય છે. તે પ્રશ્નિવાહન કુળના, કોટિક ગણ અને હર્ષપુરીય ગચ્છના મધ્યમ શાખાના, મલધારી અભયસૂરિ સંતાનમાંના તિલકસૂરિના શિષ્ય રાજશેખર કૃત છે, અને તેનું ખરૂં નામ પ્રબંધકોશ છે. તે તેણે વિ. સં. ૧૪૦૫ માં દીલ્હીમાં કર્યો છે. (આમાંના આ પ્રબંધ અને નં. ૨ વાળા (સુકૃત સંકીર્તન) એ બંનેનાં મેં ગુજરાતી ભાષાંતર કર્યાં છે, પણ તે છપાણાં છે એમ સાંભળવામાં આવતાં છપાવવાની પ્રવૃત્તિ બંધ રાખવી પડી.)

નં. ૫ વાળા પ્રબંધચિંતામણિનું ૫ સર્ગાત્મક પુસ્તક, વઢવાણના જૈન પંડિત મેરૂતુંગાચાર્યે સંવત્ ૧૩૬૧ માં બનાવેલું છે. તેનું પંડિત રામચંદ્ર દીનાનાથે વિ. સંવત્ ૧૯૪૪ માં ભાષાંતર કરી તે સહિત છપાવ્યું છે.

નં. ૬ વાળો વસ્તુપાળ, તેજપાળ રાસ, જૂની ગુજરાતીમાં એક બે જ પાનાનું નાનું કવિતાબદ્ધ પુસ્તક સંવત્ ૧૬૮૨ માં ખરતરગચ્છના જૈનચંદ્ર શિષ્ય સકલચંદ્ર શિષ્ય કવિ સમયસુંદર પાઠકે કર્યું છે. તેની કવિતા ૭૩

જુદા જુદા છંદ તથા ગાયનરૂપ છે. તે નાનું છે પણ તેમાં નાયકનાં ધર્મ-કૃત્ય બધાં સવિસ્તર વર્ણવ્યાં છે.

નં. ૭ વાળું એક પાનામાંનું ગદ્ય જૂની ગુજરાતીમાં છે. તે માત્ર ૩૪ પંક્તિનું લખાણ છે, પણ તેમાં પણ તેનાં ધર્મકૃત્ય બધાં ગણાવ્યાં છે.

નં. ૮ વાળા શિલા-લેખો ૧૬ માં ગિરિનારના ૧૩ લેખોનાં સ્થળ વ-ગેરે નીચે પ્રમાણે છે.

૬. વસ્તુપાળ તેજપાળનાં દેવળો જે કોટના દરવાજામાંથી ગિરિનારજી તરફ જવાના રસ્તામાં જમણી બાજુ ત્રણ હારદોર છે જે પ્રથમ એક સ-ળંગ લાંબા પરથાર ઉપર ખુલ્લા ભાગમાં હતાં પણ હાલ (લગભગ ૨૦-૨૫ વર્ષથી) જૈનોએ તેને વંડી કરી બંધેચમાં લઈ લીધાં છે. (કે જેથી યાત્રા-ળુઓ તેના પરથારનો ઉતારા તરીકે લાભ લેતા તે બંધ પડ્યો છે.) તે ત્રણ દેવળમાંનાં બે પડખાનાં દેવળને ત્રણ ત્રણ બાર છે (દક્ષણ બાજુનાને પશ્ચિમ, દક્ષિણ, તથા પૂર્વમાં, તથા ઉત્તર બાજુનાને પશ્ચિમ, ઉત્તર, તથા પૂર્વમાં) તેની છાડલી ઉપર મ્હોટી ૪।। ફુટ લાંબી, ૦।। ફુટ પ્હોળી અને ૧૩ પં-ક્તિની (કોઇમાં સેહેજ ફેરફાર હશે) ૬ પાટયો છે તેમાં ૬ લેખો છે.

૨. વચલ્યા દેવળના મંડપમાં સામ સામા (ઉત્તર દક્ષિણ) બે લાંબા, મ્હોટા, કોટડી જેવા, ગોખલા છે તેની ઉપરને ભાગે એકેકી પંક્તિ-ના, ઇમારતના જ પથ્થરમાં મ્હોટા અક્ષરે તે તેમાંની વસ્તુપાળની બે સ્ત્રીઓની (લલિતાદેવી અને સોખૂકાની) મૂર્તિ (હાલ નથી) નાં નામમાત્રના છે.

૧. એ મંદિરોવાળી જગોની પચ્છવાડેને ભાગે પૂર્વમાં કોસ્લા બ્હાર રાજલવેજુલની ગુફાયે જવાના રસ્તાને ડાબે હાથે પ્હાડમાં મ્હોટા અક્ષરે લેખ છે, તે.

૩. એ પ્હાડવાળા લેખ મ્હાંયલો **वस्तुपाल विहारेण** એ શ્લોક જ માત્ર લખેલા ગિરનારના રસ્તામાં પ્હાડમાં સુવાવડી પરબ પાસે, બબુતરી ખાણ્યમાં, અને અશોકાદિના લેખ પાસે દ્રવ્યેશ્વરની સામેના પ્હાડમાં એમ છે. આ છેલો સડક સુધારવાના કામમાં કપાઈ જઇ હતો ન હતો થઈ ગયો છે.

૧. ગિરનારના રસ્તામાં જ કોટના દરવાજા પાસે જે નાગીમાતાની જગો છે તેની પછવાડેના પ્હાડમાં ૪ લેખ છે તેમાં ઉત્તરથી ગણતાં ૩ જો લેખ.

૨. આબુપર્વત ઉપરના દેવલમાં છે તે મેં જોયા છે પણ સ્થળનો નોંધ નથી પણ મી. કાથવટેએ તેજપાળના દેવળમાં છે એમ લખ્યું છે.

૧. શત્રુંજયમાં કારકુનની કોટડી પાસે અગાશી જેવા ભાગમાં દોલાખાડી નામની કુંડ જેવી કુંડી છે તેની ઉત્તરભીંતમાં ખંડિત પાટ્ય ચ્હોડેલી છે તેમાં લેખ છે.

વસ્તુપાળ તેજપાળનો પૂર્વાપર વંશ પ્રથમ દેખાડી પછી આગળ ચાલીએ તો ઠીક પડશે; કેમકે તેનાં નામો આગળ આવે ત્યાં સમજવું ઠીક પડે એ માટે તેના લેખો વગેરેમાંથી મળી આવેલાં નામોનો આંબો ઉપજાવી કહાડ્યો છે તે આ પ્રમાણે છે:—

પ્રાગ્વાટ ( પોરવાડ ) વંશનો—ચંડપ.
- ચંડપ્રસાદ.
  - સીતા — સોમ. (દંપતી)
    - કોલિકા. દીકરી.
    - તિહુણપાલ.
    - આશારાજ.

સામતસિંહ—પ્રાગ્વાટ
- શાંત.
  - બ્રહ્મનાથ.
    - આમદત્ત.
      - નાગડ.
        - દંડેશ.
          - લક્ષ્મી. — આભૂ. (દંપતી)
            - કુમારદેવી.

પ્રાગ્વાટ.
- સાલદેવ.
  - સાલિગ.
    - સાગર.
      - ગાંગો.

આશારાજ. — કુમારદેવી. (દંપતી)




કુમારદેવી તથા આશારાજની દીકરીઓ.

જાલ્હુ. માઉ. સાઉ. ધનદેવી. સોહગા. વયજુ. પદ્મદેવી.

વસ્તુપાળના દાદાનો દાદો ચંડપ મહા દાનેશ્વરી હતો. તેના દીકરા ચંડપ્રસાદે સત્કર્મો કરી કીર્તિ મેળવી હતી. તેનો દીકરો સોમ પણ ગુણવાન્ હોઇને સિદ્ધરાજનો કારભારી હતો. તેના બાપ દાદા પણ કારભારું કરતા એટલે એ વંશ આખો ગર્ભશ્રીમંત હતો. સોમને સીતા નામની સ્ત્રી હતી. તેનો દીકરો આશારાજ હતો, તેનું "અશ્વરાજ" પણ નામ હતું. એ દાનેશ્વરી અને અત્યંત માતૃભક્ત હતો. એ પણ કારભારી હતો. આશારાજ પ્રાગ્વાટ વંશના આભૂ નામના પુરૂષથી લક્ષ્મી નામની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી કુમારદેવી—(કુઅર) ને પરણ્યો હતો. કોઈ કહે છે કે પરણ્યો ન હતો પણ પુનર્લગ્ન કર્યું હતું. આ વાત શ્રી હર્ષગણિયે પણ લખી છે ખરી. એક વખત પાટણમાં હરિભદ્રસૂરિ કથા કરતા હતા ત્યાં આશારાજ પણ ગયેલા. સ્ત્રી પુરૂષો બંને શ્રવણ કરતાં હતાં તેથી કુમારદેવી પણ શ્રવણ કરતી બેઠી હતી તેના શરીરમાં શુભ ચિન્હો જોઈ સૂરિ તેના તરફ ઘડી ઘડી જોયા કરતા હતા. શ્રવણ બંધ થયા પછી આશારાજે સૂરિને તેના તરફ ઘડી ઘડી જોયા કરવાનું કારણ પૂછ્યું. તેણે કહ્યું કે એ સ્ત્રીના શરીરમાં એવાં ચિહ્નો છે કે તેના ઉદરથી ધર્મધુરંધર અને મહા પરાક્રમી પુરૂષરત્નો ઉત્પન્ન થાય. આશારાજે કુમારદેવીને યુક્તિ પ્રયુક્તિથી પોતાના ઘરમાં લીધી અને તેનાથી વસ્તુપાલ વગેરે

ચાર ભાઇયો ઉત્પન્ન થયા. આ ઉપરથી કોઈ ઠરાવે છે કે, એ વખતે વણિક કોમમાં પુનર્લગ્નનો પ્રચાર હતો, પણ હું એ વાતની ના પાડું છું. આવા કાદાચિત્ક[1] એકાદ દાખલાને અપવાદરૂપ લેખવા જોયે, નહીં કે ચાલરૂપ.

વસ્તુપાળ એ ત્રણ ભાઇઓ હતા એમ સોમેશ્વરદેવે લખ્યું છે, (સર્ગ ૩, શ્લોક ૨૩) પણ સહુથી મ્હોટો મંત્રી લુણિગ હતો એમ તેના લેખોમાં અને બીજે બધે ઠેકાણે લખે છે. (તે કદિ બાલ્યમાં ગુજરી ગયો તેથી સોમેશ્વરદેવે નહીં લખ્યો હોય) બીજો મલ્લદેવ, ત્રીજો વસ્તુપાળ અને ચોથો એટલે સહુથી ન્હાનો તેજપાળ હતો. જો કે ચરિત્રોમાં વસ્તુપાળ અને તેજપાળનાં પરાક્રમોનું વર્ણન સમાનપણે આવે છે તોપણ વસ્તુપાળની પ્રખ્યાતિ વધુ છે ખરી. પછે એ પ્રખ્યાતિ પામેલા ૨ માં મ્હોટેરો તેથી અથવા બુદ્ધિશાળી વધુ હોય તેથી કે પછે દાન ધર્મ વગેરેમાં આગળ પડતો હોય તેથી. તોપણ પ્રથમ મંત્રિપદ ધારણ કરનાર તો લુણિગ હતો અને તે બુદ્ધિશાળી પણ હતો. મલ્લદેવ રાજકાજમાં ભાગ ન લેતો પણ તે વેપાર કરતો. તે પ્રકૃતિયે શાંત, ધર્મિષ્ટ, ચતુર અને યશસ્વી હતો. તેનું ખરૂં નામ માલદેવ (માલો ?) હતું. વિદ્વાનો સંસ્કૃતમાં લખતાં અપભ્રષ્ટને શુદ્ધ કરીને લખે છે. તેને પણ મંત્રી વિશેષણ લખ્યું છે તે જેમ જુનાગઢમાં અમરજી દીવાનના વંશજો બધે ને તે પુરૂષપ્રજાની તથા સ્ત્રી પ્રજાની પુરૂષ ઓલાદનાને પણ દીવાન કહેવામાં આવે છે એમ હશે. એ રીતે બક્ષી, મુનશી, વૈદ, કવિ એમ પછે ઓળખ તરીકે થઇ જાય છે. વસ્તુપાળનું નામ પણ વસંતપાળ હર્ષાંકમાં બે ત્રણ ઠેકાણે વાપરેલું જોવામાં આવે છે. (પ્રસ્તાવ ૪ શ્લોક ૯૧ તથા ૨૩૧) તેજપાળનું પણ સંસ્કૃતમાં આણવા સારૂ તેજઃપાળ નામ મનઃસુખરામની પેઠે લખે છે પણ ક્યાંક છંદમાં ન સમાતું હોય તો ત્યાં તેજપાળ[2] પણ લખે છે.

---

૧ હર્ષગણીએ પણ એ વિધવા હતી એવું ક્યાંઇ લખ્યું નથી તેમ એવો અર્થ નીકળે એવો પણ શબ્દ દેખાતો નથી.

૨ હર્ષાંક પ્ર. ૧ શ્લો. ૭૨

મલ્લદેવને લીલૂ અને પાતૂ નામની બે સ્ત્રીઓ હતી. તેમાં લીલૂથી પૂર્ણસિંહ નામે પુત્ર થયેલો અને તેને મલ્હણાદેવીથી પેથડ નામે પુત્ર હતો. વસ્તુપાળને કાન્હડની સ્ત્રી રાણુથી થયેલી લલિતાદેવી અને સોખૂ નામની બે સ્ત્રીઓ હતી અને તે બંને સગી બ્હેનો છતાં એક ધણીને પરણી હતી. (આવાં સગપણ આજ પણ થાય છે, પણ શાસ્ત્રમાં તો [1]**नैकस्मै दुहितृ द्वयम्** એ વચનથી નિષેધ છે તેથી પ્રાયઃ બ્રાહ્મણમાં થતાં નથી.) વસ્તુપાળને લલિતાથી જયંતસિંહ નામે પુત્ર હતો. તેનું જૈત્રસિંહ નામ પણ લખ્યુ છે. (પણ ખરૂં નામ જેતો હશે) તેની સ્ત્રીનું નામ સુહવદેવી હતું. તેજપાળને અનુપમા નામની સ્ત્રી હતી. તેનું ખરૂં નામ અનોપ હોવું જોયે. તેની માનું નામ ત્રિભુવનદેવી અથવા તિહુણદેવી અને બાપનું નામ ધરણિગ હતું. ધરણિગના બાપ ગાંગાને ચંદ્રાવતીનો[2] રહેવાસી લખ્યો છે. તેનો બાપ સાગર તેનો સાલિગ અને તેનો બાપ સાલદેવ હતો. વસ્તુપાળ તેજપાળ ચાર ભાઇઓ ઉપરાંત તેને આંબામાં લખેલી ૭ બ્હેનો હતી. તેજપાળ અને અનોપને લાવણ્યસિંહ અથવા લૂણસી નામે પુત્ર હતો. (આબુના લેખ.)

આ પુસ્તકમાં કવિએ વસ્તુપાળ અને તેજપાળને ધોળકાનો કારભાર મળ્યો ત્યાં સુધી બંનેને ભેળા રાખી પછે એકલા વસ્તુપાળનું વર્ણન ચલાવ્યુ છે, તોપણ બીજાં પુસ્તકો ઉપરથી તેજપાળે પણ ઘણી યશસ્વી કારકીર્દી મેળવ્યાનું જોવામાં આવે છે. તેણે પણ ઘણી લડાઇઓ ખેડી જય મેળવ્યો છે, તેમજ ધર્મકાર્યમાં પણ આબુમાં મ્હોટાં દેવળ કરાવ્યાં વગેરે કાર્યો કર્યાં છે. મી. કાથવટેએ બ્હાર પાડેલી કીર્તિકૌમુદીની બુકમાં છેવટે એ બાબતના ૨ શિલાલેખ પ્રસિદ્ધ કર્યા છે.

વસ્તુપાળે લડાઈઓ કરી કીર્તિ સાથે બ્હોળી સમૃદ્ધિ મેળવી આખર તીર્થયાત્રા કરી જીવનમુસાફરી પુરી કરી છે. (પ્રબંધચતુર્વિંશતિમાં યાત્રાઓ કરી આવ્યા પછે લડાઈઓ થયાનું લખે છે.) લડાઈમાં મુખ્ય આ

---

૧. નિર્ણયસિંધુમાં નારદ.

૨. આજ ચંદ્રાનગરીનો ટીંબો પાલણપુર પાસે છે તે.

ગ્રંથમાં લખેલી શંખ સાથેની લડાઈ છે. તેની હકીકતનો સાર આમાંની અનુક્રમણિકામાં આવશે એટલે એ વિષે વધુ લખવા જરૂર નથી; પણ એમાં જે વિરોધ દેખાય છે તે દિક્ માત્ર દેખાડવાની જરૂર છે. પ્રથમ તો શંખ સાથેની લડાઈનાં બે કારણ જુદાં જુદાં જુદે જુદે સ્થળે લખ્યાં છે. આમાં ભાવનગરની પાસે વડુઆ ( આજ ભાવનગરનું પરૂં થઇ ગયેલું વડવા ) ના રાજા સિંધુરાજના પુત્ર શંખે ( વસ્તુપાળનો ધણી રાજા પિતા પુત્ર મહારાષ્ટ્રના સિંધન રાજા સામો લડવા ગયો છે તેને પાછળથી મારવાડના ૪ રાજાઓએ દબાવ્યો છે એવા બારીક વખતનો લાભ લઈ ) દૂત મોકલીને વસ્તુપાળને કેવરાવ્યું કે, ખંભાત અમારા બાપદાદાનું છે માટે તું હુંને તે પાછું સોંપી દે, તારી મરજી હશે તો હું તુંને જ તેનો સૂબો બનાવીશ, અને તેમ નહીં કર્યે તો પછી આગળ હું છું. વસ્તુપાળે તેનો મરદાનગીભર્યો જવાબ વાળ્યો. તેથી તેને રીસ ચ્હડી અને તે ચ્હડીને આવ્યો, બંનેને યુદ્ધ થયું તેમાં શંખ હાર્યો અને ભાગી ગયો. બીજા ગ્રંથોમાં લડાઇનું કારણ ખંભાતનો સદીક ( કેટલાક સઇદ અથવા સૈયદ પણ લખ્યો છે; પણ ઘણે ઠેકાણે સદીક છે અને તે ખરૂં લાગે છે. ) નામનો ખારવો લખ્યો છે. એ સદીક શિરજોર હતો. કોઇને માનતો નહિ અને જે અમલદાર ત્યાં આવતો તેને નમતો નહીં અને મળતો પણ નહીં. ઉલટો અમલદાર તેને ત્યાં જતો. વસ્તુપાળને એ ઉદ્ધતાઈ પસંદ પડી નહિ, તેથી તેને મળવા તેડાવ્યો અને નહીં આવે તો ખરાબ થવાની ધમકી આપી. તે તણે ન ગણકારી પોતાના મિત્ર શંખને ભરૂચથી તેડાવ્યો, અને તેમાં શંખ લડતાં મુઓ. આ વિરોધનો નિકાલ એમ હોય કે તે બંને પ્રસંગ જુદા જુદા હોય તેમાં એકમાં શંખ ભાગો અને બીજામાં મુઓ. અથવા તે બંને શંખ જુદા હોય પણ આ એકે પરિહાર મનની સ્થિરતા ઉપજાવી શકતા નથી. સોમેશ્વરદેવ એ પ્રસંગનું સ્ફોટન કરવાને અસમર્થ ન હતા અથવા આળસુ નહતા તેથી આપણે તો સોમેશ્વરનું વર્ણન જ આદ્ય માનવું જોયે; કેમકે એ પ્રસંગોના તે સમકાલિક હતા.

હવે સોમેશ્વરદેવના વર્ણનમાં પણ મતભેદ થાય છે તે જોયે. મી. કાથવટેની નોટ (સર્ગ ૫ ના શ્લોક ૬૩ ની) માં **शंखेन यानमपसृत्य स्थितं**

એમ અન્વય દેખાડી શંખ ભાગો નથી પણ લડાઇ બંધ કરી ઉભો રહ્યાનું લખ્યું છે. મ્હારા મનમાં કાંઇક સ્વાભાવિક જ **यातं** પાઠ સમજાઈ "ઊભા લહી સચિવને ખસિ દીધ વટ્ટાં" એમ લખાણું છે (જો કે મ્હારી પાસેના પુસ્તકમાં પણ **यातं** પાઠ છે તોપણ) તે મી. કાથવટેની નોટ જોયા પછી મન ડગ્યું કે ફેરવું; પણ પાછું હર્ષાંકમાં કીર્તિકૌમુદીનો જ એ આખો શ્લોક તેના બીજા શ્લોકો સાથે પુરેપુરો લખ્યો છે તેમાં **यातं** પાઠ જોઇને તેને સોમેશ્વરદેવનો ખરો પાઠ ધારી એમ જ રેહેવા દીધું. હર્ષાંકમાં વળી એક સ્થળે **शंख्ये शंख पराव्हयः** ને બદલે **शंखपुराधिपः** લખ્યું છે એ તો જો કે પાઠ ફેર જ છે પણ લેખકદોષથી ઘણીવાર કાંઇના કાંઈ ગોટાળા ઉભા થાય છે. આ પ્રસંગે જણાવવું જોયે કે હર્ષાંકમાં કીર્તિકૌમુદીના ઘણા શ્લોક એના એ આવે છે. તેમાં કેટલાક બજનસ અને કેટલાક પાઠ ફેરે. પ્રબંધચતુર્વિંશતિમાં વીરધવળ અને લવણપ્રસાદ સાથે વસ્તુપાળ તેજપાળના પ્રથમ સમાગમના પ્રસંગમાંના તથા બીજે ઠેકાણે મળીને ૨૫ શ્લોક સોમેશ્વરદેવના એના એ મુક્યા છે.

વસ્તુપાળે લડાઇને ઉપયોગી થાય તેવા પથ્થરના મજબુત ૩૨ કિલ્લે બંધાવ્યાનું તથા ૩૩ વાર લડાઈ કર્યાનું વસ્તુપાળ તેજપાળ રાસમાં લખ્યુ છે; પણ તે ક્યાં અને કેની કેની સાથે એ ક્યાંઠથી મળતું નથી.

તેણે ઘણા રાજાઓને દંડ્યા તથા કર આપતા કર્યાં, ઘણા પટેલોને અને જુના મંત્રીઓને દંડીને ઘણું નાણું ભેળું કરી તેમાંથી ફોજ રાખી. તેમજ સદીકને હેરાન કરી તેનો પણ કોટ્યાવધિ માલ ખાલસા કર્યો.

વસ્તુપાળ, તેજપાળના સંગ્રહીતા રાજા લવણપ્રસાદ અને વીરધવળ જે ચૌલુકયવંશની બીજી શાખાના હતા અને જેનો આંબો આગળ મુક્યો છે તેના મૂળ પુરુષ ધવળે જે પોતાના નામથી ધવલક્ક (ધોળકા) વસાવ્યું તે પાંડવોના વખતની વિરાટનગરી જ્યાં હતી ત્યાં વસાવ્યું અને ત્યાં પોતાની ગાદી સ્થાપી. તેની સ્ત્રી કુમારપાળને માસી થાતી હતી તેથી તેના પુત્ર અર્ણોરાજને કુમારપાળે પોતા પાસે સામંત કરીને રાખ્યો અને તેને આ વ્યાઘ્રપલ્લી અથવા વાઘેલ (કોઇ વાઘનગર પણ લખે છે) જાગીરમાં આપ્યું

તે દીથી તે વાઘેલાના નામથી જુદા પડ્યા. કુમારપાળ મુવા પછે તેણે ભીમ (ભોળા) ને સ્વપ્નામાં આવી વલણપ્રસાદને કારભાર આપવાનું સૂચવ્યું તેથી તેણે તેને કારભારી કર્યો અને તેના પુત્ર વીરધવળને પોતાનો યુવરાજ ઠરાવ્યો. આ બંને બાપ દીકરાએ ગુજરાતની નબળી પડી ગયેલી સ્થિતિને ઠેકાણે આણી અને ભીમદેવ પછે ગુજરાતનું આધિપત્ય પોતાને સ્વાધીન લીધું; પણ પોતે પોતાના રાણક ઇલકાબથી જ સંતોષ માની મહારાજાધિરાજ કહેવાવાની ના પાડી. (પણ વીરધવળના દીકરા વીસળે તે પદ ધારણ કર્યું.)

એક દિવસ લવણપ્રસાદને સ્વપ્નામાં કોઇ દેવીએ ( ગુજરાતની રાજ્યલક્ષ્મીએ ) ગુજરાતને વધુ સારી હાલતમાં લાવવાને સૂચના કરી જે સવિસ્તર વાત આ ગ્રંથના ૨ જા સર્ગમાં છે. (આ દેવીને બદલે પ્રબંધચતુર્વિંશતિમાં એક વ્યંતરી સ્વપ્નામાં આવ્યાનું અને તે મહણદેવી નામની કાન્યકુબ્જન રાજાની દીકરી જેને ગુજરાતનું રાજ્ય કન્યાદાન વખતે તેના બાપે કાપડામાં આપેલું તે ભોગવીને મરી ગયા પછી વ્યંતરી (એક દેવયોનિ; પણ ભૂતની જાત) થઇને તેણે લવણ પ્રસાદને સ્વપ્નામાં આવી સૂચના કર્યાનું અને તેમાં વસ્તુપાળ, તેજપાળને કારભાર આપવાનું સૂચવ્યું હતું અને તે સાદી સૂચના જ નહીં પણ એમ કરશો તો તમારો પ્રતાપ વધશે એમ આગ્રહ પૂર્વક ભલામણ કરી, એમ લખ્યું છે. પણ આ પુસ્તકમાં રાજા લાયક કારભારી રાખવાનો વિચાર કરતા હતા ત્યાં એકાએક મંત્રી ભ્રાતૃદ્વય તેની યાદદાસ્તમાં આવી ચ્હડ્યા તેથી તેને તેડાવી મંત્રીપણાની મ્હોર સોંપી એમ લખ્યું છે.) એ વખતે તે બંને તરૂણ હતા એમ શ્લોક ૫૯ (સર્ગ ૩ ના) માં **संयमश्च युवयोर्वयोधिकः** એમ અંતિમપાદથી તથા એ જ સર્ગના શ્લોક ૬૧ માંના **यौवनेपि मदनान्न विक्रिया** એ આદિ પાદથી સિદ્ધ થાય છે. આમ આ બે ભાઇઓને કારભાર મળ્યો પણ તે અપાવવામાં રાજગુરૂ સોમેશ્વરદેવનો હાથ કિંવા ચશમપોશી હોય એવું ભાન ચતુર્વિંશતિના પ્રસંગથી થાય છે. કદિ તેમ નહીં પણ હોય તોપણ જાણે સોણાની યુક્તિ પણ કેમ તેણે જ રચી ન હોય એમ પણ ભ્રમ થાય છે. (કેમકે તેમાં "તેણે તેઓ આંહી આવ્યા છે,

(કેમકે તે મંડલી નગરી (માંડલ)માં રહે છે.[1] ) અને હુને મળ્યા હતા, તે રાજસેવા કરવાને ઇચ્છે છે, મરજી હોય તો બોલાવી લાવું." ઇત્યાદિ વાત કર્યાનું લખ્યું છે). ગમે તેમ હો પણ એવા પરાક્રમી તરૂણ પુરૂષો શું ન કરે ? તેઓ કાંઇ આજના વણિક ભાઇઓ જેવા ફટાકીયાથી ભડકે કે તળીયાનો ઘા વાગતાં "ઘા ભેળા ઝવડા" કહે એવા ન્હોતા; પણ તે બંને ભાઇઓ બડા બહાદુર, લટ્ટ લડવૈયા, આઘે બેઠા હોય ત્યાંથી પણ પૂર્ણ પ્રતાપ પડે એવા અને અડગ હિમ્મતવાન્ હતા એમ આ કાવ્યથી અને બીજેથી પણ પૂરવાર થાય છે. એટલે એ વિષે આંહી વધુ લખવા જરૂર નથી.

આ પ્રમાણે તેઓએ ૧૮ વર્ષ મરદાનગી ભર્યો કારભાર કર્યો, અને જ્યારે દેશમાં સમાધાની થયેથી સ્થિરતા થયેલી જોઇ તથા એક દિવસ વસ્તુપાળે અરીસામાં જોતાં કાન પાસે ધોળો વાળ જોયો ત્યારે યમદૂતનાં દર્શનની પેઠે **गृहीत इव केशेषु मृत्युना धर्म माचरेत्** (હિતોપદેશ) એ વચન પ્રમાણે સંસારની અસારતા સમજાઇ, ધર્મકાર્ય પ્રવણતા થઈ. આ વિચાર માટે સોમેશ્વરે લગભગ આખો ( ૮ મો ) સર્ગ રોકેલો છે[2] જેમાંથી બીજા મંત્રીઓને તથા પ્રવૃત્તિપરાયણ અન્ય પુરૂષોને ઘણો બોધ લેવા જેવું છે, અને તે પછેના ૯ મા આખા સર્ગમાં તેની યાત્રાનું વર્ણન કર્યું છે. આ વિષે આ ગ્રંથ સિવાય બીજેથી જે વધુ હકીકત મળે છે તેમાંથી ટુંકામાં સાર આંહી મુકવો ઉચિત છે.

તેઓએ યાત્રામાં અને ધર્મકાર્યોમાં જે અનર્ગળ પૈસો ખર્ચ્યાનું આગળ આવે છે તે કયાંથી કાઢ્યો તે માટે બે મત છે. એક સદીકના ઘરની લૂટમાંથી[3] તથા બીજો જમીનમાંથી મળ્યો. આ છેલ્લા માટે ચતુર્વિં-

---

૧. મૂળ તો આશારાજ સંહાલકપુરમાં રહેતા અને તેના મૃત્યુ બાદ વસ્તુપાળ વગેરે માંડલમાં રહેવા આવ્યા હતા. (હર્ષાંક પ્ર. ૧ શ્લો. ૬૩૧ ના)

૨. પ્રબંધમાં યાત્રાનો પ્રસંગ લડાઇઓ કર્યા પછે વર્ણવ્યો છે.

૩. સદીકના ઘરની લૂંટ માટે એમ લખે છે કે તેણે તે મેળવી પોતાના ધણીને ખબર આપ્યા તેમાં અતિશયોક્તિ વાપરી કે તેના ઘરની

શતિમાં આવી હકીકત છે કે, તેઓ યાત્રા સારૂ નીકળ્યા અને હડાળા[1] ગામ પાસે આવ્યા ત્યાં કાઠિયાવાડની સ્થિતિ ગડબડાટ ભરેલી સાંભળી. પોતા સાથે જે રોકડ હતું તેનો વિચાર કરતાં ૩ લાખ નાણું હતું તેમાંથી ખરચ જોગું ભેગું રાખી બાકીનું એક લાખ આંહી ક્યાંક ડાટિયે અને પાછા વળતાં કાહાડી લેશું એમ વિચાર કરી એક મોટા પીંપળના ઝાડ તળે મધ્ય રાત્રે ખાડો ખોદતા હતા ત્યાં ઉલટો અંદરથી સોનામ્હોરથી ભરેલો ત્રાંબાનો કળશ નીકળ્યો. ત્યારે વધુ વિચારમાં પડયા અને હવે આ બધું ત્યારે પછી ક્યાં મૂકશું એમ વિચાર કરતાં કુટુંબમાં સમજુ, ડાહી, અને ઉંમરે મોટી હશે તેથી અનોપને તે વાત પૂછી. ત્યારે તેણે પોતાનો વિચાર જણાવ્યો કે જમીનમાં મૂકવું તો હવે અનુકૂળ નથી; કેમકે એણે તો આપણને ઉલટું સામું આપ્યું તો હવે ડુંગર ઉપર મૂકો કે જે અક્ષય રહે. અર્થાત્ ડુંગર ઉપર ધર્મકૃત્યોમાં વાવરી નાંખો. આ સલાહથી સહુ બહુ રાજી થયા અને એમ કરવું નિશ્ચિત કર્યું. ધન્ય છે એ સ્ત્રીને. અનુપમા તે ખરેખરી અનુપમા જ. ચતુર્વિંશતિકારે પણ લખ્યું છે કે:—

**लक्ष्मीश्चला शिवा चंडी, शची सापत्न्यदूषिता ॥**
**गंगा न्यग्गामिनी वाणी, वाक् साराऽनुपमा ततः ॥**

મતલબ કે લક્ષ્મી ચળ છે, પાર્વતી ક્રોધી છે, ઇંદ્રાણીને શોક્ય છે, ગંગા નીચે ચાલનારી છે અને સરસ્વતી વાણીમાં સાર વાળી છે (ક્રિયામાં

---

ધૂળ પણ કિંમતી છે તેથી રાજાએ એ લૂંટયનો તમામ માલ ધોળકે મોકલી દેવાનો અને ધૂળ કિંમતી છે તો વસ્તુપાળે પોતે રાખવી એમ હુકમ લખી મોકલ્યો. વસ્તુપાળે તે પ્રમાણે કર્યું પણ તેના નશીબના જોરે તે સદીકનાં વહાણ જે ખાળામાં પડ્યાં હતાં જેમાં સોના રૂપાના દાગીના વગેરે કિંમતી માલ હતો તે અકસ્માત સળગી ઉઠતાં તેની ધૂળ થઈ ગઇ તે હુકમ પ્રમાણે પોતે રાખી. ( કા૦ )

૧. આ ગામ રાજકોટથી ઇશાનમાં ૫ ગાઉ છે, પણ બીજું હડાળા ધોળકેથી નૈઋતમાં ૧૨॥ ગાઉ છે તેનો વધુ સંભવ છે; કેમકે પ્હેલું તો મધ્ય કાઠિયાવાડમાં જ છે.

નહીં ) માટે તે અનુપમા ( ઉપમા વગરની ) છે. આજની સ્ત્રીઓ હોય તો પોતાને માટે અને પોતાની દીકરીઓ માટે ઉમદાં લુગડાં અને રત્નગર્ભ ઘરેણાં કરાવવાની સલાહ આપી સારાં કૃત્ય કરવામાં અનેક પ્રકારે અટકાયત કરે.

આ બંને ભાઈઓ મોટા ઠાઠમાઠથી અને રાજરીતના આડંબર સાથે પ્રથમ શેત્રુંજે, પછી ગિરિનાર અને ત્યાંથી પ્રભાસપાટણ યાત્રા કરવા ચાલ્યા. તેઓની ભેળી શું રયાસત તથા સંઘની કેટલી મહત્તા હતી એ જો કે દરેક યાત્રા વખતે ( કેમકે તેઓએ ૧૨ાા યાત્રા કરી છે એમ આગળ આવશે. ) ન્યૂનાધિક હતું તોપણ તેમાંનું એકાદ યાત્રાનું ગણાવશું તો તે ઉપરથી ખ્યાલ બાંધી શકાશે. ઘણું કરી સંવત ૧૨૭૩ ની અને ૧૨૮૫ ની યાત્રાઓ અતિ મોટા ઠાઠવાળી હશે; કેમકે તેની વિગત મળી છે તે નીચે પ્રમાણે છે.— (વસ્તુપાળ તેજપાળ રાસમાંથી)

| સાહિત્ય* | સંવત ૧૨૭૩ માં. | સંવત ૧૨૮૫ માં. |
|---|---|---|
| સેજવાળાં (વેલ=રથ) | ૫૫૦૦ | ૪૦૦૦ |
| સુખાસન (શીઘરામ) | ૭૦૦ | ૭૦૦ |
| પાલખી | ૫૦૦ | ૫૦૦<br>(૭૦૦) |
| શ્રીકરણ (મ્હેતા) | ૨૯૦૦<br>(૧૯૦૦) | ૦ |

* આ સાહિત્યની સંખ્યાના અંકોમાં કેટલીક સંખ્યા તો એટલી બધી વધુ પડતી દેખાઈ આવે છે કે તે ઉપર આપણી શ્રદ્ધા ચ્હોટતી નથી. પંથની મહત્તા દેખાડવા સારૂ પંથાનુયાયીઓ એવી અતિશયોક્તિ ઘણીવાર કરે છે એ સિવાય આ શંકાનું બીજું સમાધાન નથી. ( અને કદાચિત ખરૂં પણ હોય, કેમકે આજ આપણા દેશમાં તો કવચિત જ પણ અમેરિકામાં ક્રોડપતિ કેટલા બધા છે એ કેમ આપણે હા પાડિયે છઇયે તેમ આ પણ શામાટે ન હોય; કેમકે તેઓને ૨ પ્રકારે અનગળ ધન મળ્યાનું આગળ લખાઈ ગયું છે. ) तत्त्वंत्वीश्वरोवेद.

| | | | |
|---|---|---|---|
| ઘોડા | ૪૦૦૦ | | ૪૦૦૦ |
| બળદ (ઘુઘરમાળવાળા) | ૨૦૦૦ | ઊંટ | ૨૦૦ (૧૦૦૦) |
| જૈન ગાયક (ગાંધર્વ) | ૪૮૪ (૪૫૦) | | ૪૫૦ |
| બંદીજન (ભાટ ચારણ) | ૩૩૦૦ | | ૩૩૦૦ |
| વાદી (અન્યધર્મી) | ૩૩૦૦ | બીજાગાયક | ૩૩૦૦ |
| ભટ્ટ | ૭૦૦ | | ૦ |
| આચાર્ય | ૭૦૦ | | ૭૦૦ |
| દિગંબર સાધુ | ૧૧૦૦ | | ૧૧૦૦ |
| શ્વેતાંબર સાધુ | ૨૧૦૦ | જતી | ૨૨૩૨ |
| ગાડાં | ૧૫૦૦ | | ૪૫૦૦ |
| વાહિની (ડોળી) | ૧૦૦૦ | | ૧૮૦૦ |
| દાંતનાં સિંહાસન | ૩૩૦૦ | =રથમાં છે. | ૨૪ |
| સાગનાં ,, | ૧૨૦૦ | લાકડાનાં ડેરાં. | ૧૨૦ |
| સંઘવી | ૪ | | ૦ |
| કુલ માણસ | ૭૦૦૦૦૦ | | ૭૦૦૦૦૦ |
| કુલ ખરચ | ૩૩૧૪૧૮૮૦૦ | | ૨૫૮૦૨૦૫૦૭ |

( ઉપરાંત પાણીનાં તળાવ સાથે રાખવાનું લખ્યું છે તે ટાંકીઓ તથા પખાલ હશે. )

યાત્રાએ જઈને ત્યાં તથા બીજે ઘણે સ્થળે તેણે કરાવેલાં મંદિરો, ધર્મ-સ્થાન, જળાશયો વગેરેનું વર્ણન સુકૃત સંકીર્તન, હર્ષાંક, રાસ, પ્રબંધચતુર્વિંશતિ અને રાજાવળી વગેરેમાં છે તેનું દોહન આ પ્રમાણે છે.

**જીર્ણોદ્ધાર—**

અણહિલવાડ પાટણમાં પંચાસર નામના પાર્શ્વનાથના દેવળનો.

ધોળકામાં રાણકભટ્ટારકના મંદિરનો.

નામવગરના જુદા જુદા જીર્ણોદ્ધાર ૨૦૦૩ ( ૨૨૦૦ ) કરાવ્યા.

## નવાં મંદિરો કરાવ્યાં તે--

શત્રુંજયમાં નેમિનાથનું અને પાર્શ્વનાથનું એમ ૨ મંદિર. ગિરિનારમાં; આદિનાથનું, સંમેતશિખરનું, અષ્ટાપદનું અને કપર્દિયક્ષનું એમ ૪ મંદિર કરાવ્યાં. (સોમેશ્વરદેવ કે બીજા આ માટે કાંઇ લખતા નથી પણ મોઘમ અમુક ક્રોડ દ્રવ્ય ગિરિનાર ઉપર ખરચ્યાનું લખે છે; પણ તેના ત્યાં લેખો છે તે ઉપરથી અને તે આજ હયાત ઉભાં છે તે ઉપરથી સ્પષ્ટ જ છે.)

ધોળકામાં ઋષભદેવનું, પ્રભાસમાં અષ્ટાપદનું, આબુમાં મલ્લદેવનું તથા આદેશ્વરનું (૧૨૮૮) તથા નેમિનાથનું એમ ૩.

નામવગરનાં--

વંથળીમાં. દ્વારકામાં.

સ્થળવગરનાં--

[1]બકુલાદિત્યનું. [2]વૈદ્યનાથનું શિવાલય.

નામ તથા સ્થળ વગરનાં--

| | |
|---|---|
| કુલ જીનમંદિર ૧૩૦૪ (૧૩૧૩) | દાંતનાં ૨૪. |
| કુલ શિવમંદિર ૩૦૨ | સાગનાં ૧૨૦. |

મશીત ૬૪

હર્ષાંકમાં નામ તથા સ્થળવાર વિશેષ આ પ્રમાણે લખ્યાં છે--

ભરૂચમાં ૫ મંદિરો નવાં કરાવ્યાં તેમાંનું શકુનિવિહાર[2] જયંતસિંહે. ક્રાંચીમાં પુંડરીકાવતાર નામનું દેવળ કરાવ્યું. ભરૂચના શકુનિવિહાર મંદિરની આગળ ૨ દેવકુલિકા આરસની. તેના ગૂઢ મંદિરમાં પોતાના અને લલિતાદેવીના શ્રેયસારૂ શાંતિનાથની મૂર્તિ, તથા તેમાં પોતાની અને લલિતાદેવીની મૂર્તિ. સુવ્રત પ્રભુની ધાતુની સ્નાત્ર (ન્હવરાવી શકાય એવી.) અને તેજપાળે લેપમૂર્તિ કરાવી. વળી તેણે ઉસવાળ ગચ્છના મંદિરમાં ખંભાતમાં પોતાની કુલિકા નામની કઇ અને કાકા તિહુણપાળના કલ્યાણ સારૂ મૂર્તિઓ કરાવી. ઇત્યાદિ.

---

૧-૨. બંને મંદિરો ખંભાતમાં કરાવ્યાનું સુ. સં. સર્ગ ૧૧ માં લખ્યું છે.

મંદિરો ઉપર સુવર્ણના કળશો ચહડાવ્યા—

ખંભાતમાં ભીમેશ્વરના મંદિર ઉપર. ભટ્ટાદિત્યના મંદિર ઉપર.

મૂર્તિઓ બેસારી–૬૦ લાખ.

જળાશયો કરાવ્યાં—

કુવો—ભટ્ટાદિત્યના પૂજનસારૂ બહુકવન (?) માં.

તળાવ—શત્રુંજયમાં, પાલીતાણામાં લલિતાસર. ગિરિનારની તળાટીમાં [1]કુમારદેવી સર.

કુલ તળાવ ૮૪. તળાવડી ૪૮૪.

વાવ્ય—ધોળકામાં. કુલ વાવ્ય ૪૮૪.

પરબ—૪૦૦

પરચુરણ કાર્યો—

ગિરિનારની તળાટીમાં તેજપાળપુર (?) કરાવ્યું.

ધર્મશાળા કુલ ૧૦૦૨. બ્રાહ્મણશાળા ૭૦૦

સદાવ્રતશાળા ૭૦૦. તાપસમઠ (કાપાલીના) ૭૦૦

[2]પોશાળ ૯૮૪ (તેમાં ભોજનાદિ પ્રબંધ)

પાંજરાપોળ ૫૦૦. લેખકશાળા ૭૦૦

ઉદયસૂરિ આદિના ૨૧ પદઠવણા[3] કરાવ્યા.

તોરણ કરાવ્યાં—

૩ શત્રુંજયમાં ૩ લાખ સોનૈયાનાં.

૩ ગિરિનારમાં સદર

૨ ખંભાતમાં ૨ લાખ સોનૈયાનાં.

[4]સમવસરણ. રેશમનાં ૫૦૫

" ઝવેરનાં ૫૦૫

---

૧. જુનાગઢમાં આજ દક્ષિણ સીમમાં કુવર તળાવ છે તે જ આ હશે.

૨. અર્થ માટે સર્ગ ૪ થાના શ્લોક ૩૬ માંની નોટમાં જુઓ. ૩. ઊંચા આસન ઉપર બેસતી વખતે પગ રાખવાના બાજોઠ વગેરે. **पादस्थापन.**

૪. પ્રતિમાને બેસારવાની એક જાતની બેઠક. તેને સમોસરણ પણ કહે છે.

દાંતનાં સિંહાસન ૫૦૦

મનુષ્યોની મૂર્તિઓ બેસારી—

પૂર્વજોની. સ્નેહીઓની. રાજાની. પુત્રોની.

પુસ્તકો લખાવી ભંડાર ૩ કરાવ્યા.

આચાર્યપદ સ્થાપ્યાં ૨૧. ધર્મશાળા ૨ (સાધુ સારૂ) નિત્ય ૫૦૦ ચેદિયા વેદ ભણે. પ્રતિવર્ષ ૩ વાર સંઘપૂજા. મઠમાં તાપસ રહે ૧૧૦૦. રોજ મઠવાસી જમે ૭૦૦૦૦. સાહામી[1]વત્સલ પ્રતિવર્ષ ૧. ટંક ૨ પડીકમણાં.

સંઘપતિ થઇ યાત્રા કરી—

શત્રુંજયની ૧૩ વાર (એક ઠેકાણે ૧૨ાા લખી છે અને એકે ૧૨ લખી છે તે છેલ્લી અરધી રહી છે તે ગણવી અને ન ગણવી તેથી હશે.) (પ્રબંધ ચિંતામણિમાં ૧૩ાા લખી છે.)

કુલ ખરચ કર્યો—

તોરણ ૮ નો. ૧૩૦૦૦૦૦ (૯૪૦૦૦૦૦)

સવાલાખ જીનબિંબ ભરાવ્યાં તેનો. ૧૮૯૬૦૦૦૦૦

ગિરિનારમાં—૧૮૫૩૦૦૦૦૦ (૧૮૮૦૦૦૦૦) (૧૨૮૩૦૦૦૦૦)

આબુમાં—૧૨૫૩૦૦૦૦૦

પુસ્તકો લખાવ્યાં તેનો—૧૮૦૦૦૦૦૦૦

શત્રુંજયમાં—૧૮૯૬૦૦૦૦૦

કુલખરચ—૩૦૧૪૧૮૮૦૦

આ મંત્રિ બંને ભાઈઓએ યાત્રાએ જતાં રસ્તામાં પણ નવાં મંદિરો, જીર્ણોદ્ધાર, વાવ, કુવા, તળાવ, અને પરબો કરાવી છે. કવિ કહે છે કે તેનો સંઘ જે રસ્તે જતો તે રસ્તો કોઈના બતાવ્યા વિના પણ તેનાં કરેલાં પૂર્તોથી[2] ઓળખાઈ આવતો હતો.

---

૧. સ્વધર્મી વત્સલતા દેખાડવી, સ્વધર્મીઓને મદદ કરવી. જમાડવા વગેરેની.

૨. **वापी कूपतडागादि, देवतायतनानि च ॥ अन्न प्रदान-मारामः पूर्त्तमित्याभि धीयते ॥** (શ. ચિં. પૃ. ૮૪૨)

તેણે જે જે સ્થળે મૂર્તો કરાવ્યાં છે તે તે સ્થળે જે સંસ્કૃતમાં શિલાલેખો નંખાવ્યા છે એ કામ તેણે બહુ જ ઉમદા કર્યું છે; કેમકે બીજા બધા પુરાવા કરતાં શિલાલેખ, તામ્રપત્ર-લેખ, કે શિક્કાના પુરાવા સર્વોપરિ ગણાય. તે પણ દેશ ભાષા કરતાં સંસ્કૃત ભાષામાં અતિ ઉત્તમ ગણાય. કેમકે દેશ ભાષા કાળેકાળે ફરતી જાય છે તેમ દેશ દેશે ભિન્ન હોય છે. પણ સંસ્કૃતને દેશ કે કાળનો વિકાર થાતો નથી તેથી જ તેનું નામ સંસ્કૃત (સંસ્કાર પામેલી) છે. આગળ એ લેખોનાં નામ તથા સ્થળ બતાવ્યાં છે પણ તેમાં તેણે શું લખ્યું છે એ લખવું રહી ગયું છે તો તે વિસ્તારથી પણ ટૂંકામાં લખવાનું અવશ્ય છે.

એમના કુલ ૧૬ લેખ આજ સુધી જાણવામાં આવ્યા છે એમ આગળ લખાઈ ગયું છે. તેમાં આ પ્રમાણે હકીકત છે—

૧. ગિરનારમાં વસ્તુપાળ તેજપાળના ૩ દેવળમાંનાં બે બાજુનાં ૨ દેવળના ૩ ત્રણ બારની દરેકની છાડલી ઉપર એમ જે ૬ લેખ છે તેમાં ૧ દક્ષિણ તરફના એટલે વચલા મુખ્ય મંદિરની ડાબી બાજુના મંદિરના પશ્ચિમાદા બારની છાડલી ઉપર જે લેખ છે તેમાં ચંડપ, ચંડપ્રસાદ, સોમ, આશારાજ, કુમારદેવી, લુણિગ, માલદેવ, વસ્તુપાળ, તેજપાળ, લલિતાદેવી, જયંતસિંહ, એ નામ સંબંધ પુરઃસર લખી, જયંતસિંહને સંવત ૭૯ની સાલ પહેલાં સ્તંભતીર્થ (ખંભાત)માં નાણાનો વેપાર કરતો હતો લખીને લખે છે કે—સંવત ૭૭ માં શત્રુંજય, ઉજ્જયંત આદિ તીર્થોમાં યાત્રા કરી તેથી સંઘાધિપત્ય અને ચૌલુક્ય લવણપ્રસાદના પુત્ર વીરધવળથી રાજયસર્વૈશ્વર્ય (કારભાર) મળ્યું. એનો નાનો ભાઈ તેજપાળ ૭૬ ની સાલ પહેલાં ગુજરાતમાં ધવલક્કક આદિ પુરમાં નાણાવટીનો ધંધો કરતો હતો. તે બંનેએ શત્રુંજય, આબુ આદિ તીર્થોમાં તથા અણહિલપુરમાં, ભરૂચમાં, ખંભાતમાં, સ્તંભનકપુર (ખંભાણા ?)માં દર્ભવતી (ડભોઇ), ધોળકા આદિ શહેરમાં અને બીજા સ્થાનોમાં કરોડો ધર્મસ્થાન અને જીર્ણોદ્ધાર કરાવ્યા. તેમ વસ્તુપાળે આંહી (ગિરિનારમાં) પોતે કરાવેલા શત્રુંજય મહા તીર્થાવતાર આદિ તીર્થંકર ઋષભદેવ, સ્તંભનક પુરાવતાર પાર્શ્વનાથ અને સત્યપુરા (સાચોર[1]) વતાર મહાવીર

---

૧. મારવાડમાં ડીસા પ્રાંતમાં છે. ડીસેથી વાયુમાં ૨૦ ગાઉ.

દેવ, અને કાશ્મીરાવતાર સરસ્વતીની મૂર્તિ એમ દેવ કુલિકા ૪, ૨ છન, અંબા, અવલોકના, શામ્બ, અને પ્રદ્યુમ્ન એ ચાર શિખરોમાં શ્રી નેમિનાથ દેવાલંકૃત દેવકુલિકા ૪; ઘોડા ઉપર પોતાના પિતામહ સોમ, તથા પિતા આશારાજની એમ બે મૂર્તિ, સારાં ૩ તોરણ, શ્રી નેમિનાથની, અને પોતાના પૂર્વજ, અગ્રજ અનુજ અને પુત્રાદિની મૂર્તિયુક્ત અષ્ટાપદ[1] મહાતીર્થ આદિ અનેક કીર્તનોથી શોભિત એવા નેમિનાથ દેવથી વિભૂષિત ગિરિનાર મહાતીર્થમાં પોતાના અને પોતાની સ્ત્રી પ્રાગ્વાટ કાન્હડ અને સ્ત્રી રાણુની પુત્રી લલિતાદેવીના પુણ્ય સારૂ અજીતનાથ દેવાદિ ૨૦ તીર્થંકરયુક્ત આ [2]સંમેત મહા તીર્થાવતારનું દેવાલય કરાવ્યું એમ ગદ્યમાં લખી, તે પછી સોમેશ્વરદેવના કરેલા ૯ શ્લોક મૂક્યા છે. તેમાં વસ્તુપાળને કર્ણ અને બળિ જેવો દાનેશ્વરી, પૂર્તો કરાવનારો, અને તેજપાળને ચિંતામણિ જેવો વર્ણવ્યો છે. લેખ લખનાર ખંભાતનો કાયસ્થ વાજડનો પુત્ર જૈત્રસિંહ અને કોતરનાર સૂત્રધાર ( સલાટ ) વાહડનો દીકરો કુમારસિંહ લખ્યો છે. છેવટે નેમિનાથની અને અંબાની ( ગિરિનારી-

---

૧. જૈનોમાં એવી કથા છે કે, ભરતચક્રીનું અષ્ટાપદનું દેવળ અયોધ્યાથી ૧૯૨૦૦ ગાઉ ઉપર ઈશાનમાં હિમાલયની ઓલીકોર ઉત્તરાખંડમાં છે. તેને ચાર ચાર ગાઉનાં આઠ પગથીયાં હોવાથી તે ડુંગર ઉપર ૩૨ ગાઉ ઉંચું છે. એ આઠ પગથીયાંને લીધે જ અષ્ટાપદ કહેવાય છે. તેમાં ૨૯ નાની નાની ડેહેરીઓ છે. એ દેવળને ચાર દરવાજા છે. તેમાં દક્ષિણમાં ચાર, પશ્ચિમે આઠ, ઉત્તરે દસ, અને પૂર્વે બે એમ ૨૪ તીર્થંકરની મૂર્તિ છે. તેમાં ૨ ધોળી, ૨ કાળી, ૨ લીલી અને ૨ રાતી છે, બાકીની ૧૬ કંચનની પીળી છે. એ દેવળની આસપાસ ઊંડી ખાડી ખોદી લવણસમુદ્રનું પાણી વાળ્યું છે. તેથી ત્યાં કોઈ જઈ શકતું નથી. હવે જ્યાં એવું દેવળ બાંધે છે તેને અષ્ટાપદ કહે છે. અષ્ટાપદના દેવળનો દેખાવ મુંબઈના માંડવી બંદર ઉપર આવેલા અનંતનાથના ડેરામાં સને ૧૮૯૫ ના સપ્ટેંબરમાં કરાવ્યો હતો. ( જ. ચ. પૂ. ૧૨૭ ). ગિરિનારમાં પણ મેરકવસીના દેવળમાં અષ્ટાપદ છે, તેમાં ૨૩ મૂર્તિઓ છે અને સંવત ૧૮૫૯માં શાંતિનાથની મૂર્તિ બેસારી છે.

૨. સંમેતશિખર બહાર પ્રાંતમાં છે.

ળની ) મહેરબાની માગી છે. ૨. એ ( દક્ષિણ બાજુના ) જ દેવળના દક્ષિણાદ્વાર ઉપરના લેખમાં—આ બધા ( છયે ) લેખના મ્હોરા રહેજ ફેરફારથી સરખા છે, માત્ર છેવટના શ્લોક જૂદા છે તેથી છેવટના ૯ શ્લોક નાગેંદ્રગચ્છના ઉદયપ્રભસૂરિના કરેલા છે. તેમાં વસ્તુપાળના યશ, રૂપ, દાન, વગેરેનું વર્ણન છે. લખનાર કોતરનાર પણ એના એ જ છે. ૩. એ જ દેવળના પુર્વાદ્વા બારની છાડલી ઉપરના લેખમાં છેવટના ૧૦ શ્લોક મલધારી શ્રી સરચંદ્રસૂરિના કરેલા છે. તેમાં વસ્તુપાળનાં વિદ્યા, દોલત, ન્યાય, પરાક્રમ, દાન, વિવેક, ધર્મ અને કુટુંબીનું વર્ણન છે. લખનાર કોતરનાર એ ના એ. આ ત્રણે લેખવાળું ૧ દેવળ વસ્તુપાળે પોતાની સ્ત્રી લલિતાદેવીના કલ્યાણ સારૂ કરાવ્યું છે અને હવે લખવામાં આવશે એ ૩ લેખ ( નં. ૪–૫–૬ ના ) પોતાની બીજી સ્ત્રી સોખૂકા જે લલિતાદેવીની સગી બહેન હતી તેના પુણ્ય સારૂ કરાવેલા ઉત્તર બાજુનાં ( મુખ્ય દેવળની ડાબી બાજુના ) દેવળના ૩ બાર ( પૂર્વાદ્વા (૪), ઉત્તરાદ્વા (૫), અને પશ્ચિમાદ્વા (૬) ની છાડલી ઉપરના છે.) ૪. આમાં સ્તંભતીર્થને વેલાકુલ (બંદર) નું વિશેષણ, લલિતાદેવીને ઠેકાણે સોખૂકા અને સંમેતશિખરને ઠેકાણે અષ્ટાપદ એટલું વિશેષ છે. બાકી એ નું એ છે. છેવટના ૧૩ શ્લોક મલધારી નરેંદ્રસૂરિના કરેલા છે. તેમાં વસ્તુપાળનાં દાન, કવિત્વશક્તિ, ધૈર્ય, બુદ્ધિ, કીર્તિ, યશ વગેરેનું વર્ણન છે. લખનાર એ નો એ. માત્ર જૈત્રસિંહને બદલે જયતસિંહ લખ્યું છે. ( જે બંને નામ એક જ છે. ) તેના બાપના નામ ઉપરાંત પિતામહ, પ્રપિતામહ, અને વૃદ્ધપ્રપિતામહનાં ચાલિગ, સહજીગ, અને આનક એ નામ વિશેષ લખ્યાં છે. તેમ કોતરનાર હરિમંડપ અને નંદીશ્વરનાં મંદિર કરનાર સોમદેવનો પુત્ર બકુલસ્વામીસુત પુરુષોત્તમ છે, અને છેલ્લી પંક્તિમાં **મહામાત્ય શ્રી** વસ્તુપાલની સ્ત્રી સોખૂકાનું આ ધર્મસ્થાન છે એટલું વિશેષ લખ્યું છે. ૫. આમાં છેલ્લા શ્લોક ૧૬ સોમેશ્વરદેવના જ કરેલા છે. તેમાં પણ વસ્તુપાળનાં પૂર્ત, દાન, પરાક્રમ, યશ, રૂપ અને અલોભનું વર્ણન છે. લેખક તથા કોતરનાર વગેરે બધું ઉપરનાં મુજબ છે. ૬. આમાં છેવટના શ્લોક ૭ નરચંદ્રસૂરિના કરેલા છે. તેમાં વસ્તુપાળનાં ધર્મ, દાન, લક્ષ્મી, સરસ્વતી, શાંતિ, તેજસ્વિતા, અપ્રતિમતા અને

મંત્રિત્વ વગેરેનું વર્ણન છે. શેષ પૂર્વવત્. ૭. વચલા મુખ્ય મંદિરના મંડપમાંની કોટડી ઉપર **महामात्य श्री वस्तुपाल महं श्री ललितादेवी मूर्ति** એટલું લખ્યું છે. ૮. વચલા મુખ્ય મંદિરના મંડપમાંની દક્ષિણ બાજુની કોટડી ઉપર **महामात्य श्री वस्तुपाल महं० श्री सोखुमूर्ति** એટલું લખ્યું છે. ૯. રાજુલ વેજુલની ગુફાએ જતાં પહાડ ઉપરનો લેખ સંવત ૧૨૮૯ નો છે. તેમાં **वस्तुपालविहारेण हारेणेवोज्वलश्रिया ॥ उपकंठस्थितेनायं शैलराजो विराजते ।** એ શ્લોક લખી વસ્તુપાળે પછવાડેના ભાગમાં પોતાના કલ્યાણ માટે કપર્દિયક્ષ પ્રાસાદથી શોભતો આદિનાથનો પ્રાસાદ કરાવ્યાનું લખી તેની આગળ ડાબે પડખે પોતાની સ્ત્રી લલિતાદેવીના કલ્યાણ સારૂ ૨૦ જીન સહિત સંમેતશિખરનો પ્રાસાદ અને જમણે પડખે બીજી સ્ત્રી સોખૂકાના શ્રેય માટે ૨૪ જીન સહિત અષ્ટાપદ પ્રાસાદ કરાવ્યાનું લખી, એમ નવા ૪ પ્રાસાદ કરાવ્યાનું લખ્યું છે. ૧૦, ૧૧, ૧૨. ગિરિનારના રસ્તામાં પહાડો ઉપર ૩ ઠેકાણે **वस्तुपाल विहारेण** એ શ્લોક માત્ર છે તે.

૧૩. નાગી માતાની જગો પછવાડેના પહાડમાંના ૪ લેખોમાંનો ૩ જો લેખ છે. તેમાં લખ્યું છે કે સંવત ૧૨૪૯ ના વર્ષમાં પોતાના પિતા સંઘપતિ આશારાજ સહિત વસ્તુપાળે શત્રુંજય તથા ગિરિનારની યાત્રા કરી. ૫૦ મા વર્ષમાં પણ તેની જ સાથે એ બંને સ્થળમાં યાત્રા કરી. સં. ૭૭ માં સંઘપતિ થઈને પુત્ર પરિવાર સહિત યાત્રા કરી. ૯૦ મા વર્ષમાં સં. ૯૧ તથા ૯૩ માં મોટા વિસ્તારસહિત બંને સ્થળે યાત્રા કરી. શત્રુંજયમાં એજ પાંચ વર્ષ તે સહુ સહિત, સં. ૮૪, સં. ૮૫, સં. ૮૬ સં, ૮૭, સં. ૮૮ અને સં. ૮૯ એમ ૭ યાત્રા સપરિવાર તેણે કીધી, અને નેમિનાથાદિના પ્રાસાદ કરાવ્યા, તથા કરાવશે.

૧૪. આબુમાંના દેવળનો લેખ—જે મી. કાથવટેએ પોતે છપાવેલી ચોપડીના છેવટના ભાગમાં આખો છાપી તેનું ભાષાંતર અંગ્રેજીમાં પૂરેપૂરૂં મૂક્યું છે, એ લેખ ૭૪ શ્લોકબદ્ધ શ્રી સોમેશ્વરદેવકૃત છે. તેમાં પ્રથમ સરસ્વતી અને ગણપતિના મંગળાચરણના ૨ શ્લોક લખી, એક શ્લોકમાં અણહિલપુરને બતાવી, ૨૪ મા શ્લોક સુધી વસ્તુપાળના વંશનું વર્ણન કર્યું છે. તેમાં ૧૬

મો શ્લોક ( **तेजःपालस्य विष्णोश्च** ) ગિરિનારના ૩ જા નંબરના લેખમાંનો ૯ મો અવિકૃત છે. તે પછી ૫ શ્લોકવડે મંત્રિત્વ મળવાના સંબંધ માટે લવણપ્રસાદનું વર્ણન કરી શ્લોક ૪૨ સુધી આબુનું અને તેના રાજાઓનું વર્ણન કર્યું છે, અને તે પછી ચાર શ્લોકમાં લલિતાદેવી અને જયંતસિંહનું વર્ણન છે. તેમાં પાછો ૪૪ મો શ્લોક ( **दयिता ललितादेवी** એ ) પણ ગિરિનારના ૧ લા લેખમાંનો ૯ મો ( છેલ્લો ) છે. એટલે નં: ૩ નો લેખ અને આ લેખ સોમેશ્વરનો જ કરેલો છે. તે પછી તેજપાળનું, અનુપમાદેવીનું, અને તેના પિતૃપક્ષનું તથા તેના પુત્ર લૂણસિંહનું શ્લોક ૫૯ સુધી વર્ણન કરી તેજપાળે પોતાના પુત્ર અને સ્ત્રીના કલ્યાણ સારૂ આબુમાં નેમિનાથનું દેવળ બંધાવ્યાનું અને તેમાં તેના કુટુંબીઓની મૂર્તિ બેસાર્યાનું વર્ણન શ્લોક ૬૮ સુધી કરી, એ વંશના ગુણની પરંપરા ૪ શ્લોકમાં કરી એક શ્લોકમાં માત્ર પોતાને માટે અને છેલ્લો એક શ્લોક નેમિ અને અંબિકાની મહેરબાનીનો જે ગિરિનારના લેખમાં પણ છે ( વધુમાં **अर्बुदाचले** એટલું આમાં છે,) તે લખી લેખ પૂરો કર્યો છે. સલાટ કલ્હણસુત ધાંધલપુત્ર ચંદ્રેશ્વર ( લેખકનું નામ નથી ) વિક્રમ સંવત ૧૨૯૩.

૧૫. આબુનો બીજો લેખ સંવત ૧૨૮૭ નો ગદ્યમાં છે. તેમાં પ્રથમ આબુના રાજાનો અમલ અને વીરધવળનો સંબંધ દેખાડી તે પછી વસ્તુપાળ તેજપાળના પૂર્વાપર વંશ, અને લૂણસિંહ વસહિકા નામનું નેમિનાથ દેવનું મંદિર કરાવ્યું, અને તેની પ્રતિષ્ઠા વિજયસેનસૂરિ ( મંત્રિઓના ગુરૂ ) એ કરી એમ પોણા છ પંક્તિમાં લખીને આ ધર્મસ્થાનની સંભાળ સારૂ કેટલાક ટ્રસ્ટીઓનાં નામ પંક્તિ ૨૭ માં લખ્યાં છે. એમ આ લેખ ૩૩ પંક્તિનો છે. તેમાં જે નામ લખ્યાં છે તે તે વખતનાં ગામનાં અને માણસોનાં નામ જાણવાને ઉપયોગી થાય, પણ લંબાણભયથી મૂકી દેવાં પડે છે. વળી તે મી. કાથવટેના પુસ્તકમાં છે એટલે જરૂર હોય તેણે તેમાં જોવું.

૧૬. શત્રુંજયમાં વસ્તુપાળ ને તેજપાળના લેખો છે એમ મી. કાથવટે લખે છે; પણ મારા જોવામાં માત્ર ૧ અને તે પણ ખંડીત લેખ આવ્યો છે. બીજા નહીં હોય અથવા હશે તો નષ્ટ થયા હશે. એક જે છે તેનું સ્થળ

વગેરે આગળ લખ્યું છે. તેના બાકી રહેલા ભાગમાં નીચે પ્રમાણે ૬ પંક્તિમાં ૪૬ અક્ષર છે.

| | |
|---|---|
| (१) वास्तव्य प्राग्वाटान्वय | ગિરિનારના દેવળમાં પોતાની, પોતાના પૂર્વ- |
| (२) ठ. श्रीचंडप्रसादां | જોની, મિત્રો અને કુટુંબીઓની મૂર્તિઓ |
| (३) ठ. श्री आशाराजनं | બેસાર્યાની વાત લેખમાં છે પણ તે આજ |
| (४) श्री मालदेव संघप | ઉપલબ્ધ નથી. પણ આબુના દેવળમાં હાથી |
| (५) जमहं श्री तेजपाले | તથા ઘોડા ઉપર બેસાડેલી મૂર્તિઓ જોવામાં |
| (६) संचार पाजा कारिता | આવી છે ખરી. |

આ શત્રુંજયના લેખનો ૦॥ કટકો જણાય છે અને ગત ભાગમાં આ પ્રમાણે અક્ષર હશે એમ કલ્પના કરી શકાય છે.

(१) ( श्रीमदणहिल पत्तन ) वास्तव्य प्राग्वाटान्वय
(२) ( ठ. श्री चंड तनुज ) ठ. श्री चंडप्रसादां
(३) ( गज ठ. श्री सोमपुत्र ) ठ. श्री आशाराजनं
(४) ( दन ठ. श्री लूणिग ठ. ) श्री मालदेव संघप
(५) ( ति महं. श्री वस्तुपालानु ) जमहं. श्री तेजपाले
(६) ( न श्री शत्रुंजयतीर्थे ) संचारपाजा कारिता

આ ઉપરથી હવે આખા લેખનો અર્થ એવો થાય કે શ્રી અણહિલપુરના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના ઠકુર શ્રી ચંડના પુત્ર ઠકુર શ્રી ચંડપ્રસાદના પુત્ર ઠકુર શ્રી સોમનાથના પુત્ર ઠકુર શ્રી આશારાજના પુત્ર ઠકુર શ્રી લૂણિગ તથા ઠકુર શ્રી માલદેવ તથા સંઘપતિ મહં શ્રી વસ્તુપાળના અનુજ મહં શ્રી તેજપાળે શ્રી શત્રુંજયતીર્થમાં રસ્તાની પાઝ બંધાવી.

ગિરિનારથી ઉતરી તેઓ પ્રભાસપાટણની યાત્રાએ ગયા હતા અને ત્યાં સોમનાથની તથા ૮ મા તીર્થંકર ચંદ્રપ્રભની વિધિયુક્ત પૂજા કરી સંઘ પાછો વળ્યો હતો, અને ત્યાંથી ધોળકે આવી પોતાના ધણી રાજાને મળી તેને ભેટ સોગાથ મહેમાની વગેરે દઈ ખંભાત આવ્યા હતા; અને ત્યાં સંઘના માણ-સોને સન્માની તેઓને રજા આપી હતી.

સોમેશ્વરદેવે આબુની યાત્રાનું વર્ણન આપ્યું નથી પણ તેનો કરેલો લેખ ત્યાં છે એટલે જાણીને મૂકી દીધું છે.

વસ્તુપાળની રાજ્યકુશળતાની એક વાત ચતુર્વિંશતિમાં છે તે એ કે, મોજદીન સુલતાનની મા મક્કે હજ કરવા જતી હતી. તેને ખંભાત પાસેથી નીકળતાં ચાંચીયાઓ પાસે લૂટાવી અને તેનાં માણસો જ્યારે ખંભાતના મુખી તરીકે તેને જાહેર કરવા આવ્યા ત્યારે પોતે જાણે કાંઇ જાણતો ન હોય એમ ડોળ કરી એકદમ તેની માલમતાની ગોત કરાવી મગાવી દીધી, અને તેને સુપ્રત કીધી, અને કહ્યું કે હું એ લોકોને ઘણી મોટી સજા કરીશ. અને વળતાં પોતાની મહેમાનદારી કબૂલ રાખવાની માગણી કરી. તે રાજમાતાએ ખુશીથી સ્વીકારી. (આગળનાં માણસો આવા પ્રસંગને મુત્સદીગીરી ગણતા પણ આપણે તો તેને નીચ પ્રપંચ જ માનીએ) સુલતાનની મા પાછાં વળ્યાં ત્યારે તેને ત્યાં ઉતર્યાં. તેની મહેમાનદારીથી તે બહુ ખુશી થઈ તેને પોતા ભેળો દિલ્હી આવવાનો આગ્રહ કર્યો. મંત્રીને તો ભાવતું હતું અને વૈદે કહ્યું તેથી ઉપરછલી આનાકાની કરી આખર તેની ભેળા ગયાં. દિલ્હી પ્હોચ્યાં ત્યારે સુલતાનની મા તેને ગામ બહાર રોકી પોતે ગામમાં ગઈ. સુલતાન પાસે મુસાફરીના પ્રસંગની વાતમાં તેનાં બહુ વખાણ કર્યાં. સુલતાને તેને મળવાની આતુરતા દેખાડી કહ્યું કે તેને કેમ આંહી તેડતાં આવ્યાં નહીં. રાજમાતાએ કહ્યું કે લાવી છું અને તે તમને મળવાને ઇચ્છે છે. તેને બોલાવવા હુકમ થવાથી તેડાવી સુલતાનને મેળવ્યો. તેની વાતચીત કરવાની ઢબ અને ચાલાકીથી સુલતાન બહુ ખુશી થયો, અને જે કાંઈ કહેવું હોય અથવા માગવું હોય તે કહેવા અથવા માગવા કહ્યું. તે ઉપરથી તેણે પોતાના રાજાના રાજ્યની સલામતી જાળવી હંમેશની મિત્રાઇ રાખવા માગી લીધું, અને ત્યાં બહુ માન પામી ખંભાત આવ્યો.

વસ્તુપાળની સમૃદ્ધિની નોંધ એક છુટા જુના પાનામાં આ પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ક્ષત્રિય સુભટ સેવા કરતા ખીજમતમાં રહેતા. | ૧૮૦૦ | નિત્યખરચ. | ૧૦૦૦૦૦ |
| | | માગ્યા વિના શુભદાન. | ૧૦૦૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| બીજા નોકરો (તે રાજ-પુત્ર લડવૈયા) સન્માનથી રહેતા. | ૧૪૦૦ | ભેંશ | ૧૦૦૦ |
| | | દાસી દાસ | ૧૦૦૦૦ |
| જાતવંત ઘોડા | ૫૦૦૦ | હાથી | ૩૦ |
| બીજા સાધારણ ઘોડા | ૧૦૦૦૦ | સોનૈયા | ૮૦૦૦૦૦૦૦ |
| ગાય | ૩૦૦૦૦ | રૂપાનાણું | ૮૦૦૦૦૦૦૦ |
| બળદ | ૨૦૦૦ | રત્ન માણેક મોતી | અસંખ્ય. |
| ઊંટ | ૧૦૦૦ | દ્રવ્યના ભંડાર | ૫૬ |
| ઊંટડી | ૧૦૦૦ | | |

વસ્તુપાળનાં ૨૪ બીરૂદ એટલે ઇલકાબ હતા તે—

૧ પ્રાગ્વાટ જ્ઞાત્યલંકાર
૨ સરસ્વતી કંઠાભરણ
૩ સચિવ ચૂડામણિ
૪ દૂર્વાલ (?) સરસ્વતી
૫ સરસ્વતી ધર્મપુત્ર
૬ લઘુ ભોજરાજ
૭ ખંડેરાઓ
૮ દાતારચક્ર ( ચૂડામણિ )
૯ ... ... ... કુમાર
૧૦ કંદર્પ રૂપ
૧૧ ચાતુર્ય ચાણાક્ય
૧૨ જ્ઞાતિ વરાહ
૧૩ જાતિ ગોપાલ
૧૪ સઈદવંશ ક્ષયકાર
૧૫ ... ... ...
૧૬ મઝઆ ( મહજબ ) જૈન
૧૭ ગંભીર
૧૮ વીર
૧૯ ઉદાર
૨૦ નિર્વિકાર
૨૧ ઉત્તમ નયનિપુણ
૨૨ સર્વ જનપાળક
૨૩ શંખમાન વિમર્દન
૨૪ ... ... ...

( આ ૨૪ બીરૂદ અમારા સંગ્રહમાં એક પતાકડું હતું તેમાંથી ઉ-તાર્યાં છે. તેમાં જે અપૂર્ણતા છે તે તથા તે શેમાં છે એ પણ મળતું નથી. )

તેનાં ધર્મકાર્યોથી તેની નામના ઉત્તરમાં કેદારથી તે દક્ષિણમાં શ્રી પર્વત સુધી, તેમજ પૂર્વમાં કાશીથી તે પશ્ચિમમાં પ્રભાસપાટણ સુધી હતી.

તેની સત્તા અને માન વીરધવળના પુત્ર વીસળદેવના વખતમાં પણ ઘણી મુદ્દત સુધી રહ્યાં હતાં. વીરધવળનો દેહાંત થયા પછે તેને વીરમ અને વીસલ બે દીકરા હતા. તેમાં વીરમ ખરાબ હતો અને તે વખતે તે દૂર હતો તેવામાં લવણપ્રસાદની મરજી વિરુદ્ધ મંત્રીએ વીસળને ગાદી ઉપર બેસારી દીધો, અને પાછળથી વીરમ આવ્યો તેને હાંકી કહાડયો. તે આશ્રય સારૂ પોતાના સસરા ઉદયસિંહ ચુહાણને ત્યાં જાબાલિપુર ગયો. ત્યાં પણ તેને ધમકી દેવરાવી મરાવી નંખાવ્યો.

રાજ્ય હોય ત્યાં ખટપટિયા અને ખાસાપીસીવાળા પણ હોય તેથી વિસલદેવની ઇતરાજીનું પાત્ર થવાનો વસ્તુપાળનો પણ વારો આવ્યો, અને તેથી તેની સત્તા નરમ થતી ચાલી. છેવટે વિસલદેવે નાગડ નામના બ્રાહ્મણને (મિ. કાથવટે કહે છે કે નાગર બ્રાહ્મણને; પણ પ્રબંધ ચતુર્વિંશતિમાં મોઢમ બ્રાહ્મણ લખ્યો છે તેને) કારભાર સોંપ્યો, અને પ્રથમના વીરધવળ સાથે થયેલા કરાર મુજબ મંત્રીને તેની મુંડી સહિત વિરક્ત થવા દીધો.

વિસલદેવનો મામો જેઠુઆ વંશનો સિંહનામે હતો તે કોઈ વખત ઘોડે ચડીને રાજમાર્ગમાં થઈને જતો હતો. તે વસ્તુપાળના મકાન પાસેથી નીકળ્યો તેવામાં ઉપરથી કોઇ નોકરે વાસીદું વાળીને કચરો નાંખ્યો તે તેની ઉપર પડયો. તેથી ગુસ્સે થઇ, અંદર જઈ તેના માણસને માર મારી ચાલતો થયો. મંત્રીને આ ખબર પડયા તેથી પોતાના ઘરની આબરૂ લીધી એમ માની ઉતરતા અમલમાં પણ પોતાનું ગૌરવ સાચવી રાખવું અને કદિ રાજ માતુલ છે ને કાંઇ વધુ પડતું પગલું ભરાશે તોપણ શી ફીકર. ખાઇ પી ઉતર્યા છીએ, પણ મરતી વખતે આબરૂ પડે એ ન પોસાય. ઇત્યાદિ નિશ્ચય કરી સિંહનો હાથ કાપી નાંખવાનો ઠરાવ કર્યો અને તે કોઈ ભૂપાળ નામનો રજપુત યુક્તિ પ્રયુક્તિથી કાપી લાવ્યો. મંત્રીએ તે પોતાના ઘર ઉપર ટાંગ્યો. આ ઉપરથી તેની ઉપર તકાદો થયો. મંત્રી હિમ્મત રાખી છેલ્લી ઘડી સુધી લડવાને બદ્ધકટિ થયો. આ ખબર રાજાને થયા ત્યારે તેણે સોમેશ્વરદેવ (રાજગોર)ને બોલાવ્યા. તે મંત્રીને સમજાવવાનું માથે લઈ ત્યાં ગયા; પણ મંત્રી એક ટળીને બીજો ન થયો. તેથી તેને સાથે લઇને ગોર જજમાન પાસે આવ્યા. રાજાને સમ-

જાણ્યો કે આવા માણસ ઉપર આમ ઇતરાજી ઘટે નહીં. તે એક છે ત્યાં સુધી કામના છે માટે એક ગુહનો તો સહુ માફ કરે છે. ઇત્યાદિ કહી રાજાને સમજાવી મંત્રીને સામું માન અપાવી ઘેર મોકલ્યા.

મંત્રીને એક જોશીએ કહેલ કે તારૂં શરીર સંવત ૧૨૯૮ માં પડશે એ પોતાને યાદ હતું અને તે મુદત પાસે આવી તેથી તીર્થમાં શરીર પડે તો ઠીક એમ ધારી શત્રુંજય જવાનું નક્કી કર્યું. તે પહેલાં જૈનધર્મની વ્યવસ્થા આમતી આમ બની રહે તો ઠીક એમ વિચારી તે નાગડને ઘેર ગયા, અને મઠની, સાધુની તથા મંદિરોની સંભાળ રાખવાની માગણી કરી. નાગડે તે કબૂલ રાખી તેથી તેનો ઉપકાર માની રાજી થઈ શેત્રુંજે જવા (૧૩ મી વાર) નીકળ્યા. ત્યાં રસ્તામાં જ અંકેવાળીયા[૧] ગામ પાસે પહોંચ્યા ત્યાં મંત્રીની તબિયત એકદમ બગડી આવી તેથી ત્યાં રોકાઇ જવું પડયું અને આખર ત્યાં જ શરીર પડયું. તેના શરીરનો શત્રુંજયના એક ભાગમાં અગ્નિસંસ્કાર કર્યો. ત્યાં સ્વર્ગારોહણ નામનો પ્રાસાદ કરાવ્યો. (રાસ) લલિતા અને સોખૂકા અનશનવ્રત લઇ દેહાંત થયાં. તેજપાળ અને અનોપ સંવત ૧૩૦૮ માં સ્વર્ગી થયાં.

વસ્તુપાળની ગતિની વાત એક ગુજરાતી ભાષાના પાનામાં લખી છે કે, દેવલોક પામ્યા પછે વર્ધમાનસૂરિએ આંબલ[૨] વર્ધમાન તપ કરવા આરંભ્યું તે કાળે કરીને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના અધિષ્ઠાયક યક્ષ થયા તેણે જ્ઞાને કરીને શ્રી વસ્તુપાળની ગતિ જોઇ પણ કયાંહી દીઠા નહીં. તેથી મહાવીર ક્ષેત્રને વિષે શ્રી મંદરસ્વામીને પૂછયું. ત્યારે તેણે કહ્યું કે, તે તો મહાવિદેહ દેશમાં પુષ્કરાવતી અથવા પુંડરીકણી નગરીમાં ફુલચંદ રાજા અવતર્યા

---

૧. આ ગામ કાઠિયાવાડમાં ઝાલાવાડ વિભાગમાં ભોઇકા થાણાના તાબામાં ઝાલા રજપુતોનો એક નાનો (૧૪૬૪ માણસની વસ્તીવાળો) તાલુકો છે. તે ભોઇકાથી વાયુમાં ૫, વઢવાણથી અગ્નિમાં ૪ાા, લીંબડીથી ઉત્તરમાં ૨, લીંબડીના ભોગાવાથી પણ ઉત્તરે ૨, અને વઢવાણના ભોગાવાથી પૂર્વે ૦ાા ગાઉ હોઇને પાલીતાણા (શત્રુંજય) થી ઇશાને ૪૫ ગાઉ છેટું છે. ત્યાંથી તેનું શબ પાલીતાણે લઇ ગયા.

૨. રસ (ઘી, તેલ, દુધ, દહીં,) વર્જીત બાફેલા અડદ ખાઇને રહેવું તેને આચામ્લ વ્રત કહે છે. ચાલતું નામ આંબેલનું વ્રત કહેવાય છે. (જ. જ. પૃ. ૬૬)

છે અને તે ત્રીજે ભવે સિદ્ધ થાશે. તેની સ્ત્રીઓ મહા વિદેહદેશમાં વિજયશેખર રાજાની કુંવરીઓ થઈ છે.

વસ્તુપાળનું સ્વરૂપ જો કે ક્યાંહી વર્ણ્યું નથી તોપણ આપણા અંતઃકરણમાં ઉભું થાય છે તે આ રીતે–ઐવડી કાઠી, ઉંચા કાઠાના, ગહુવરણા, કપાળ મોટું, માથામાં તાલ્ય, માથું ચકચકતું, આંખ અણીયાળી, લાંબી અને ચપળ, હાથ તથા હાથના પંઝા મોટા, અતુલિત બળ, થોડબોલ્યા, ચહેરો ગંભીર, સદા વિચારમાં ખુડ દેખાતો હોય એવો ( એટલે હસમુખો નહીં ) હસતા પણ ક્વચિત, ખોજદાર અને રોવાબદાર, બહુ જ થોડાં પળી, ચોટલી તાલની નીચે અને મૂળ પાસે અર્દ્ધચંદ્રાકાર, ખાંચાવાળી, ભ્રમ્મે કમાનદાર નાક સુડાની ચાંચ જેવું પણ જરા મોટું. તે વિદ્વાન હતા, સંસ્કૃત કવિતા કરતા, તથા વિદ્વાનો સાથે સમસ્યાપૂર્તિ વગેરેનો વિનોદ કરતા.

૩. સંબંધ—મુખ્ય તો બધાં પુસ્તકો માટે પ્રતિપાદ્ય પ્રતિપાદક સંબંધ હોવો જોઇયે. આમાં પ્રતિપાદ્ય ઐતિહાસિક જ્ઞાન છે. જેથી મોક્ષ પર્યંતની પ્રાપ્તિ પણ થાય છે, એ આગળ પ્રયોજન પ્રસંગે સ્ફુટ થાશે. પ્રતિપાદક કવિ સોમેશ્વરદેવ તેને અને પ્રતિપાદ્યના નાયકને શો સંબંધ હતો એ આનો અવાંતર ભેદ છે. એ બંનેને પરસ્પર ઉપકાર્ય ઉપકર્તા સંબંધ હતો. કારભાર અપાવવો, સિંહના હુમલાથી બચાવવો વગેરે સોમેશ્વરદેવ કૃત ઉપકાર અને જમીન આપવી, ચલ્લુ વૃત્તિ બાંધી આપવી, હરિહરકૃત અપમાનમાંથી ઉદ્ધાર કરાવવો વગેરે મંત્રીકૃત ઉપકાર હતા. ઇત્યાદિ ગુણોથી બંધાઈ જઈ તત્પર થવાને લીધે કવિની આ કાવ્ય કરવામાં પ્રવૃત્તિ થઈ એ કવિએ પોતે જ પહેલા સર્ગના ૪૪ થી ૪૭ સુધીના શ્લોકોમાં ઉપક્રમમાં દેખાડી છે.

એ સોમેશ્વરદેવ કોણ હતા તેને માટે તુલોતવિત હકીકત ક્યાંહીથી મળી આવતી નથી. કવિ પોતે આખું ૮૬૩ શ્લોકનું પુર કાવ્ય કરે છે ત્યાં સુધી પોતાવિષે ઇતિશ્રીમાં લખ્યા સિવાય ( તે પણ " ગુર્જરેશ્વર પુરોહિત " એટલું જ બાપનું નામ ધરાધર નહિ ) બીજું કાંઈ લખતા નથી, ત્યારે બીજાને કેને તેની ખેવના હોય ? કોણ જાણે આત્મપ્રશંસાના દોષથી ડરીને કે કોણ જાણે હું તો પ્રખ્યાત છું, મ્હારે માટે લખવાની શી જરૂર એવા ગુપ્ત ગુમાનથી પણ પ્રાયઃ આપણા પ્રાચીન કવિઓ પોતા વિષે કશું અજવાળું પાડતા નથી. એને ક્યાં ખબર છે કે આગળ ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસા-

ઇટી જેવું મંડળ, કે ફારબસ, વાટસન જેવા શોધકો જાગશે તેને તે વિના અગવડ પડશે. આ દોષમાં બધા લેખકોને મૂકી શકાય એમ નથી. કમળાકર, નીલકંઠ, નારાયણ, અચળ વગેરેએ પોતા વિષે લખ્યું છે પણ ખરૂં. સોમેશ્વરદેવ વિષે તેના લેખોમાંથી કે પ્રબંધ ચતુર્વિંશતિમાં ૧૨ મો પ્રબંધ જે હરિહર પંડિતનો છે તેમાંથી તેની સાથે પડેલા પ્રસંગમાં યત્કિંચિત મળે છે તે લખી સોરી વાળિએ.

સોમેશ્વરદેવ સંવત ૧૨૫૦ થી ૧૩૦૦ સુધીમાં લગભગ થઈ ગયા એ તો નિર્વિવાદ વાત છે; કેમકે તે વસ્તુપાળના સમકાલિક હતા. તે રાજગુરૂ હતા તેથી બ્રાહ્મણ હતા, એમાં પણ શંકા જેવું નથી, અને તેના બાપનું નામ કુમાર (કુંવરજી ?) હતું એમાં પણ વાંધો નથી. કેમકે આપણે ઉપર એમ લખી ગયા કે "તેણે પોતાના બાપનું નામ ધરાધર નથી લખ્યું" પણ તેણે પોતે જ આ કાવ્યમાં એક સ્થળે પછી ત્રાયત તરીકે પણ લખ્યું છે ખરૂં. ગરીબ બિચારો બાપ હશે તેનું નામ વિદ્વાન દીકરો લખતાં શરમાણો હશે ! (ક્ષત્રપ ઈશ્વરદત્તની[1] પેઠે.) પણ સર્ગ ૨ જા ના શ્લોક ૮૪ માં પછે છંદમાં મળતું આણવા કે પછી પ્રાસમાં શોભતું કરવા પણ લખાઈ ગયું છે ખરૂં. તે આ પ્રમાણે—**प्रबुद्धमात्रोऽपि कुमारपुत्र माकारयामास नृपावतंसः** (જાગતાં વ્હેત જ તેણે કુમારના પુત્રને તેડાવ્યા.) કહે છે કે કુમારને અજયપાળ રાજાએ સૂર્યગ્રહણને અવસરે બહુ રત્નના ઢગલા આપવા માંડ્યા પણ તે તેણે અતિ આગ્રહ થતાં પણ લીધા નહીં. તે કટુકેશ્વર મહાદેવનું પૂજન કરતા તેથી તેને પ્રસન્ન કરી અજયપાળને લડાઈ કરતાં પડેલા ક્ષતની વ્યથા મટાડી એમ સુરથોત્સવમાં લખ્યું છે. (રાસમાળા નોટ પૃ. ૩૧૦)

સોમેશ્વરદેવે આ કાવ્યમાં વિષ્ણુ અને શિવનું મંગળાચરણ કર્યું છે તેથી તે સ્માર્ત હતા એમ જણાઇ આવે છે. પણ સર્ગ ૭ માના શ્લોક ૭૮ માસાં જે યાજ્યાં પુરોનુવાક્યા આદિ યજ્ઞના પવિત્ર શબ્દોને અસ્થાનમાં દૃષ્ટાંતમાં યોજ્યા છે એ જૈનોની સોબતનું ફળ જણાઈ આવે છે.

સોમેશ્વરદેવની કૃતિમાં મોટામાં આ કાવ્ય અને સિવાયમાં આગળ વર્ણવેલો આબુનો લેખ[2] જે ૭૪ શ્લોકનો સંવત ૧૨૯૩ નો છે તે અને

---

૧. આ વિષે વિસ્તાર મારા ક્ષત્રપ વિષેના લખાણમાં છે. ૨. મિ. કાધવટેએ એ લખ્યા છે પણ પોતે છાપ્યા છે તેમાંનો બીજો તો શ્રી કૃષ્ણર્ષીય શ્રી નયચંદ્રસૂરિ કૃત છે એમ એ લેખના છેવટના ભાગમાં લખ્યું છે.

ડભોઈનો ૧ લેખ જે સંવત ૧૩૧૧ નો, હીરાભાગોળના દરવાજા ઉપર છે તે પણ તે ખંડિત અને ઘસાઈ ગયો છે. તેમાં કીર્તિકૌમુદીના કેટલાક શ્લોકો છે એમ મિ. કાથવટે કહે છે. ગિરિનારના લેખોમાં, નંબર એકના અને પાંચનાની, શ્લોક નવ અને સોળની પ્રશસ્તિ, ઉપરાંત બીજું કાંઈ ઉપલબ્ધ નથી. રાસમાળાની નોટમાં તેણે સુરથોત્સવ અને રામશતક આદિ ગ્રંથો કર્યાનું લખ્યું છે. (ભા. ૨, પૃ. ૩૨૦). મિ. કાથવટે કહે છે કે, સોમેશ્વરદેવે, કુમારપાળચરિત્ર અને કાવ્યપ્રકાશની ટીકા કરી છે. કુમારપાળચરિત્ર ૪ વૉટસન સાહેબનાં સંગ્રહિત પુસ્તકોમાં છે. તેમાં એકે સોમેશ્વરદેવકૃત જણાતું નથી, તો તે કદી બીજે કયાંહી કોઇ હોય તો દૈવ જાણે. કાવ્યપ્રકાશની ટીકા માટે પણ તેની બાલબોધિની નામની નવી ટીકામાં પૂર્વના ટીકાકારો ૪૬ નાં નામ ગણાવ્યાં છે, તેમાં ૩૧ મું સોમેશ્વરનું નામ છે ખરૂં, અને તેણે કાવ્યાદર્શ નામની ટીકા પણ કરી છે—**काव्यादर्शाभिधां टीकां कृतां सोमेश्वरेण च २०॥** પણ તે આ નહિ, કેમકે આનું નામ તો સોમેશ્વરદેવ છે, અને તેમાં સોમેશ્વર સાદું નામ લખ્યું છે. તે તો કદિ ચલાવી લેવાય, પણ મોટો વિરોધ એ છે કે, ટીકાકાર સોમેશ્વર કાન્યકુબ્જ દેશના રહેનાર, અને તેના બાપનું નામ દેવક છે એમ લખ્યું છે, અને લખ્યું છે કે તેણે પોતાના સંબંધી પોતાની ટીકામાં કાંઈ લખ્યું નથી, માત્ર છેવટે એક શ્લોક લખ્યો છે—**भरद्वाज कुलोत्तंस भट्ट देवक सूनुना सोमेश्वरेण रचितः काव्यादर्शः सुमेधसा.** એટલે એ સોમેશ્વર કોઈ બીજા હોવા જોઈએ. કેમકે આ સોમેશ્વરદેવ તો ગુજરાતના રહીશ છે; કેમકે તે વિના તે ગુર્જરેશ્વરના પરંપરાના ગોર કયાંથી હોય? વળી તેના બાપનું નામ કુમાર (કુંવરજી) હતું, એમ પણ આગળ લખાઈ ગયું છે. સોમેશ્વરદેવ ભીમદેવના પણ ગોર હતા, એમ મિ. કાથવટે લખે છે, તેથી જણાય છે કે તે ચૌલુક્ય વંશના ગોર હતા. તેણે સુરથોત્સવ કાવ્ય લખ્યું છે, એમ જે આગળ કહેવામાં આવ્યું છે તે તેણે બીજા (ભોળા) ભીમદેવના સમયમાં થઈ ગયેલી રાજ્યની અવ્યવસ્થાની લાગણીથી રચ્યું હોય એમ સમજાય છે. સુરથ (જે સ્વારોચિષ મન્વંતરમાં ચૈત્ર વંશમાં થએલો તે) ના મંત્રીઓ, તેના (યવન) શત્રુઓ સાથે મળી જવાથી તેનું રાજ્ય જતું રહ્યું, એટલે તે અરણ્યમાં જઇને વસ્યો. ત્યાં તેને એક (મેધા નામના) મુનિનો સમાગમ થતાં તે મુનિએ

તેને ભવાનીની આરાધના કરવાની સલાહ આપતાં ચંડીપાઠ, અથવા સપ્તશતીમાં જે પરાક્રમ વર્ણવ્યું છે તે કહી સંભળાવે છે, એટલે સુરથ તપશ્ચર્યા કરે છે, તેથી ભવાની પ્રસન્ન થાય છે, અને તેને તેનું રાજ્ય પાછું મળશે એવો આશીર્વાદ (વર) આપે છે. તેવામાં તેનાં જે સ્વામીભક્ત માણસો હતાં, તેઓ તેના કૃતઘ્ન અધિકારી આદિઓનો નાશ કરીને સુરથને ખોળવા નીકળે છે, અને તે હાથ લાગતાં તેને ધામધુમથી તેની રાજધાનીમાં પાછો લાવી, તેની રાજ્યગાદી ઉપર સ્થાપના કરે છે. (રાસમાળા પૃ. ૩૬૯.)

સોમેશ્વરદેવનો હરિહર પંડિતની સાથેનો પ્રસંગ એવો છે કે, હરિહર પંડિત શ્રીહર્ષ વંશના ગૌડદેશીય હતા. તે ફરતા ફરતા ધોળકે આવ્યા. તેની સાથે ૨૮ ઘોડાં, ૫૦ ઉંટ, અને ૫૮૦ માણસ હતાં. તેણે આવીને વીરધવળને, વસ્તુપાળને અને સોમેશ્વરદેવને જુદી જુદી આશીર્વાદપત્રિકા કવિતામાં લખી એક શિષ્ય સાથે મોકલી. તેથી વીરધવળ અને વસ્તુપાળ તેનું આવવું સાંભળીને રાજી થયા, અને મુલાકાતનો વખત ઠરાવી તેનો ઉતારા વગેરેનો બંદોબસ્ત કરી આપ્યો, પણ સોમેશ્વરદેવ કાંઈ બોલ્યા નહિ અને નીચું ઘાલી બેસી રહ્યા, કેમકે તેની કવિતામાં કાંઈ કાંઈ અભિમાનીપણું જોયું, તેથી માત્સર્ય ઉત્પન્ન થયું. બટુએ જઈને ગુરૂને રાજા તથા મંત્રીની પ્રસન્નતા અને સોમેશ્વરદેવનું વૈમનસ્ય જણાવ્યું. એ જાણી સોમેશ્વરદેવ તરફનું હરિહરને માઠું લાગ્યું. સવારે રાજા મંત્રી સહિત મળવા ગયા. હરિહર તે બન્નેને મળીને બહુ ખુશી થયા, અને તેણે રાજાને શ્લોક કહ્યા તેમાં તેના પ્રતાપનું અને દર્શનથી થએલા આનંદનું વર્ણન હતું. હરિહરે બટુને પૂછ્યું કે આમાં સોમેશ્વરદેવ છે કે નહીં? બટુએ ના પાડી. રાજાએ હરિહરનું વસ્ત્રાલંકારાદિથી સન્માન કર્યું. હરિહર મંત્રીને ઘેર ગયા ત્યાં પણ મોટી સભા મળી હતી. મંત્રીએ સન્મુખ જઈ સન્માન કર્યું તથા પરસ્પર વખાણ કર્યાં. મંત્રીએ પણ હરિહરને વસ્ત્રાલંકારાદિથી સન્માન્યા, અને હરિહર ઉતારે ગયા.

એક દિવસ રાજમહેલમાં મોટી સભા હતી, ત્યાં સોમેશ્વરદેવ પણ બેઠા હતા. રાજાએ હરિહરને કહ્યું કે આ ગામમાં મેં વીરનારાયણનું મંદિર કરાવ્યું છે, તેમાં નાંખવાના લેખના ૧૦૮ શ્લોક અમારા પંડિત સોમેશ્વરદેવે કર્યા છે, તે તમે જોઇ જાઓ. હરિહરે કહ્યું વંચાવો (અથવા બોલાવો). ત્યારે રાજાની આજ્ઞાથી સોમેશ્વરદેવ એ શ્લોક વંચી ગયા (અથવા બોલી

ગયા). શ્લોક ઘણા સુરસ અને વિદ્વત્તાથી ભરેલા હતા, પણ તેણે પોતા સાથે ચલાવેલી ઈર્ષ્યાનો બદલો વાળવાના ઠરાદાથી બોલ્યા કે, શ્લોક ઘણા સારા છે, પણ એ શ્લોક ચોરેલા છે, એના પોતાના કરેલા નથી. કેમકે હું જ્યારે ઉજ્જણ ગયો હતો ત્યારે સરસ્વતીકંઠાભરણના મંદિરના નિજ મંદિરમાં જે પ્રશસ્તિ છે તેમાં આ શ્લોકો મેં વાંચ્યા હતા, અને તે ભોજદેવના વર્ણનના છે. રાજાએ ખાત્રી માગી ત્યારે તેણે કહ્યું કે શ્લોક મારે પાઠ છે, મરજી હોય તો બોલી દેખાડું. એમ કહી તે એકસો ને આઠ શ્લોક પુરેપુરા વગર અચકાવે બોલી ગયા. આ જોઈ રાજા ખસીયાણો પડયો. મંત્રી આદિ સજ્જન વ્યથિત થયા, અને ખળ લોકો ખુશી થયા. સોમેશ્વરદેવના ખેદનો તો પાર જ રહ્યો નહીં, કેમકે તેને તો ખાત્રી જ હતી કે તે શ્લોક પોતાના જ કરેલા છે. આવા મોટા પંડિતને હાથે પોતાનું ભર સભામાં અપમાન થયું તેથી મૃતવત્, સ્તંભવત્ અને ચિત્રવત્ થઈ ગયા, અને સભામાંથી ઉઠી ઘેર ચાલ્યા ગયા. સભા વિસર્જન થઈ. સોમેશ્વરદેવ લાજને મારે બહાર તો શું પણ ઘરમાં પણ કોઇને મ્હો દેખાડતા નથી અને હરિહર જ્યાં સૂધી આંહીં હોય ત્યાં સૂધી રાજસભામાં જવાનું પણ માંડી વાળ્યું. પણ ડાહ્યા માણસોને તાજો આઘાત લાગે ખરો પણ તે અજ્ઞાની પઠે રીબાણા કરે નહીં પણ તેના ઘટતા ઇલાજ કરે છે તેથી સોમેશ્વરદેવ વસ્તુપાળને ઘેર ગયા અને ખાત્રી કરી કે એ શ્લોક ખરેખર મારા જ કરેલા છે પણ પંડિતે મારી વિનાકારણ આબરૂ પાડી. હવે તેનો શો ઇલાજ કરવો? મંત્રીએ તેને ઢાંઢશ દઇ કહ્યું કે, તમે ફીકર રાખો માં હું તમારી શક્તિ જાણું છું. આપણે તેનો ઇલાજ કરશું. મને લાગે છે કે આમાં તેને જ અનુકૂળ કર્યા વિના બીજો ઉપાય દેખાતો નથી; કેમકે પોતાથી વધુ શક્તિવાળાથી પરાજીત થયેલાએ કાં તો પરદેશ જાતું રહેવું અને કાં તો તેનું જ શરણ લેવું એમાં કુશળ છે. કહ્યું છે કે—**भजते विदेश मधिकेन जित स्तदनु प्रवेश मथवा कुशलः** એવું વચન છે માટે ચાલો મારી ભેળા આપણે તેને ઉતારે જઇએ. સોમેશ્વરદેવે પણ તે વાત પસંદ કરી અને બંને તેને ત્યાં ગયા. સોમેશ્વરદેવને બહાર રાખી પોતે અંદર ગયા, અને કહ્યું કે સોમેશ્વરદેવ તમારી પાસે આવે છે. હરિહર હસ્યા અને જલદી અંદર લાવો એમ કહ્યું: મંત્રી બહાર આવી તેને તેડી ગયા. હરિહર સામા આવ્યા અને

ભેટી પડયા, અને ઘણું માન દઈ આસન આપી બેસાર્યા. સોમેશ્વરે કહ્યું, મહારાજ મારો નીસ્તાર કરવો આપના હાથમાં છે. હું નાહક પરકાવ્યહરણના પંકમાં બૂડ્યો છું. મોટા પુરુષોનો ધર્મ છે કે ઘેર ચાલીને શત્રુ પણ આવે તો તેનું પણ સારૂં જ કરે. હરિહર આ નમ્રતાનાં વચનથી રાજી થયા અને વચન આપ્યું કે હું તમારો એ પંકમાંથી અવશ્ય ઉદ્ધાર કરીશ, ફીકર રાખશો નહીં, હું તમારૂં ગૌરવ પાછું સ્થાપિત કરી આપીશ. આમ ખાત્રી લઈ બંને પોત પોતાને ઘેર ગયા.

હરિહરે સવારે રાજાને ત્યાં સભા બોલાવરાવી અને તેમાં સોમેશ્વરદેવને બોલાવ્યા. સભા સમક્ષ તેનાં બહુ વખાણ કરીને કહ્યું કે, ગયા પ્રસંગમાં કાંઈ મારૂં પરાક્રમ ન હતું માત્ર સરસ્વતીદેવીની તેમાં મોટાઈ છે, જેની કૃપાથી મારામાં આ શક્તિ આવી છે. વસ્તુપાળે કહ્યું શું શું? હરિહરે કહ્યું કે મેં નદીકાંઠે સરસ્વતીનો મંત્ર સાધ્યો એના હોમકાળે સરસ્વતી પ્રત્યક્ષ થયાં, અને **वरं ब्रूहि** કહ્યું. મેં માગ્યું કે એક સામટાં ૧૦૮ સુધી ઋચા, શ્લોક, કાવ્ય, વસ્તુ, વૃત્તાંત કે બીજી વસ્તુ જે કોઈ બોલી જાય તે હું ધારી શકું એવું સામર્થ્ય આપો. સરસ્વતીએ **तथास्तु** કહ્યું તે દિવસથી મારામાં એ શક્તિ આવી છે. રાજાએ ખાત્રી માગી ત્યારે કહ્યું કે તમારે જે બોલવું હોય તે બોલો હું તે ભણી જાઉં. રાજા ૧૦૮ શ્લોક બીજા ભણ્યા તે હરિહરે ભણી દેખાડયા તેથી સહુને ખાત્રી થઈ અને સોમેશ્વરદેવનું મુખકમળ ખીલ્યું. રાજાએ કહ્યું હાલના સમયમાં લોક આખો, ભૂખ, તરશ, તાપ આદિની ચિંતાથી રહિત છે તેમ છતાં આપે શા હેતુથી દૂષિત કર્યા? હરિહરે આગળની હકીકત કહી દેખાડી, અને કહ્યું કે નીતિ એવી છે કે પ્રિયકરને અને અપ્રિયકરને યથાર્થ બદલો મળવો જોઈએ. રાજાએ કહ્યું ભલે એમ હો પણ સરસ્વતીપુત્રોમાં તો પરસ્પર સ્નેહ જ હોવો જોઈએ. એમ કહી બંનેને પરસ્પર ગળે વળગાડયા. સોમેશ્વરદેવ નિષ્કલંક થયા અને તેનું ગૌરવ પુનઃ સ્થાપિત થયું.

આમ થવા છતાં પણ મંત્રીના મનમાંથી આ દંશ ગયો નહીં, અને કોઈ યુક્તિથી હરિહરને ગર્વમુક્ત તો કરવા એવું ઠસી ગયું. એક વાર હરિહરે મંત્રીને પોતાના કરેલા નૈષધચરિત્રના શ્લોક બતાવ્યા. મંત્રીએ કહ્યું આ શ્રી-

હર્ષના કરેલા નૈષધકાવ્યના છે ? હરિહરે કહ્યું ના, તે મારા પોતાના કરેલા છે. મંત્રીએ તે છુટક છે કે પુસ્તક છે ? પુસ્તક હોય તો જરા વાંચવા રાતની રાત આપશો ? એમ પૂછયું. હરિહરે ખુશીથી લ્યો કહી આપ્યું. મંત્રીએ ત્વરાથી લખનાર લહીયાઓ બેસારી તે પુસ્તક આખું લખાવી લીધું, અને પાનાને ધુંવાડો દઇ, ધૂડમાં રગદોળી, જૂનાં પુંઠાં અને મેલા બાંધણામાં બંધાવી, પોતાના પુસ્તકના પટારામાં સહુથી નીચે મુકાવી દીધું. કેટલેક દહાડે હરિહર પાછા આવ્યા ત્યારે મંત્રીએ પેલા શ્લોક ફરી બોલવા કહ્યું. પંડિત બોલ્યા ત્યારે કહ્યું કે આ શ્લોક મેં કયાંક વાંચ્યા છે. તે દી જ મારા મનમાં આવ્યું હતું તેથી આજ ફરી બોલાવ્યા તેથી વધુ ખાત્રી થઈ. ઘણું કરીને તે પુસ્તક જ મારે ત્યાંથી નીકળશે. એમ કહી માણસો પાસે તે પુસ્તક કઢાવી પંડિત પાસે ધર્યું, ને કહ્યું કે જુઓ તમારા શ્લોક મેળવો. પંડિતને આથી બહુ આઘાત લાગ્યો ને થોડા દિવસ ત્યાં રહી સોમેશ્વરદેવની અદેખાઈ અને આવી ખટપટથી અકળાઇ ધોળકા છોડી સોમનાથ તરફ ચાલ્યા ગયા. ( પ્ર. ચ. હરિહર પ્રબંધ પ્ર. ૧૨ )

સોમેશ્વરદેવે વસ્તુપાળને જેમ વીસળદેવના મામા સિંહનો હાથ કપાવવા બાબત થયેલા હુમલામાંથી બચાવ્યા તેમ આગળ એકાદ તેની ઉપર આવેલા લાંચ રૂસ્વતના તહોમતમાંથી પણ બચાવ્યા હતા. ઇત્યાદિ ઉપકારના બદલામાં વસ્તુપાળે તેને જમીન, વાડી અપાવી સ્થિર વૃત્તિ કરી આપી હતી.

સોમેશ્વરદેવની કે વસ્તુપાળની જન્મ તારીખ કે સાલ મળતી નથી તેમ સોમેશ્વરદેવની તો મરણની સાલ પણ મળી નથી. માત્ર તે બંને સમકાલિક હતા એટલું આમાંથી તેના વખત માટે તો મળે છે.

૪. પ્રયોજન—સોમેશ્વરદેવને આ પુસ્તક રચવામાં–૧ પોતાના જજમાન રાજાના મંત્રી, અને પોતાના આશ્રયદાતા મિત્ર તેના યશનું વર્ણન થાય. ૨ એ પ્રસંગે પોતાનું કવિત્વ જાહેર થતાં યશ મળે. ૩ ઐતિહાસિક હકીકત સચવાઈ રહે અને એથી ૪ લોકોને જગતમાં જે દુર્લભ એવા ચાર પદાર્થ મળે, અને તેના પેટામાં મનુષ્યજન્મનું સાફલ્ય કરનાર જે મોક્ષ તે પર્યંત મળે. એથી અધિક ઉત્તમ પ્રયોજન ત્રિલોકીમાં કહ્યું છે. માણસ માત્રની પ્રવૃત્તિ સુખમાં હોય છે તો જેથી આત્યંતિક સુખ મળે એ અને એથી વિવિધ

પ્રવૃત્તિની નિવૃત્તિ થાય એનાથી બીજી ઉત્તમ પ્રવૃત્તિ કઈ છે. ઇતિહાસના જ્ઞાનથી મોક્ષ મળે એ માત્ર કલ્પના જ નથી. જુવો વચન—

धर्मार्थ काममोक्षाणा मुपदेश समन्वितम् ॥
पूर्ववृत्त कथायुक्त मितिहासं प्रचक्षते ॥

(વા. બૃ. પૃ. ૯૨૪)

મારે પોતાને માટે ઉપલ્યાં પ્રયોજન સિવાય વધારેનું પ્રયોજન અમદાવાદની વિદ્યા વૃદ્ધયભિલાષિણી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ફરમાશ ઉઠાવવી એ. એમણે મારે માથે કૃપા કરીને આ કામ મને સોંપ્યું. તે મારે "ભાવતું હતું અને વૈદ્યે કહ્યું" થયું. કેમકે હું આવા ઐતિહાસિક કામ અને સમશ્લોકી કવિતાના કામનો ઉત્સુક તેને હાથ આ કામ આવ્યું તો તે અનેક અગવડ વેઠીને પણ પાર ઉતારવાની ફરજ અદા કરવી જોઈયે તે બરાબર થઈ શકી હશે કે નહીં તેમાટે હું ખાત્રી આપી ન શકું.

હરેક કામમાં સગવડ અને અગવડ બંને હોય છે. સગવડ માટે તે કરી આપનારનો ઉપકાર માનવો જોઈયે તે અત્રે હું માનું છું. અગવડ માટે જેટલી રીતે અને જેવી તજવીજથી જેટલી દૂર થાય તેટલી કરી, આદરેલા કામમાં આદર સહિત આદિથી અંત સુધી ખંતથી તત્પર રહી તે પાર મૂકવું જોઈએ. (હું ઉત્તમ જનમાં ગણાવાનો અવિવેક કરવા ભર્તૃહરિનો શ્લોક આંહી મુકતો નથી.)

મારા હસ્તક કીર્તિકૌમુદીનાં બે પુસ્તક હતાં પણ તે બંને એટલાં તો અશુદ્ધ કે વખતે આખું પદ્ય તેથી અજ્ઞાત રહી જાય. પ્રથમ તો એ બે પુસ્તકનો મુકાબલો કર્યો તેમાં પાઠફેરનાં ૩૯ સ્થળ તરવાણાં તથા શુદ્ધિપત્રકનાં ૮૯ સ્થળ દેખાણાં. જો કે એ બંને પુસ્તક ઘણું કરી એક બીજા ઉપરથી કોપી કરેલાં હોય એમ જણાયું, તોપણ લેખકદોષને લીધે બંનેમાં જુદારો પડી ગયેલો જોવામાં આવે છે.

પુસ્તક રચનાર જેમ વિદ્વાન્ જોઈયે તેમ લખનાર પણ વિદ્વાન્ જોઈએ. "નકલમેં અક્કલ ન દારત" એમ કહેવત છે, અને "મક્ષિકા [1]સ્થાને મક્ષિ-

---

૧. એક લેખક નકલ કરતો હતો, તેને ઉપરનું વચન યાદ હશે (કે તે પછે જ ઉત્પન્ન થયું હશે) તેથી સામી પ્રતમાં પાનાના બેવનમાં આવી ગયેલી માખી, મરી જઈ ચ્હોંટી રહી હશે, તો આણે પણ માખી પકડી, મારીને તે પોતાની પ્રતમાં તે સ્થળે ચ્હોંટાડી દીધી.

કા" એ પણ કહેવત છે, તોપણ નકલમાં અક્કલની જરૂર જ છે. નકલમાં અક્કલ ન જોઈએ એ દાખલો વિદ્વાન્ લખનાર હોય તો કામ આવે; પણ માત્ર ચિતારાનું કામ કરી જાણનારા લેખકને તો એ નુકસાનકારક જ છે, કેમકે વિદ્વાનના લખેલા પુસ્તકમાં પણ હથરોટીથી, નજરચુકથી, ઉધઈએ કરેલાં કાણાંથી અને મેલ ડાઘ કે શાહીનું રેલવું કે ફુટવું વગેરે દોષથી સંદિગ્ધ કે ચ્યુતિ થાય તે અવિદ્વાન્ લેખક એમને એમ અડાવે જાય. પ્હેલી પ્રતમાં તો ખાડો, કાણું કે કાંઈક અંશ દેખાતો હોય, ઇત્યાદિ ઉપરથી આંહી શું અક્ષર હશે એ કલ્પી પણ શકાય, અને અક્ષરપૂર્તિ કે પાદપૂર્તિ કરવાની શક્તિવાળા તેમાં પોતાની શક્તિ ચલાવી પણ શકે, પણ અવિદ્વાન્ લેખકના લેખમાં તો પછે એ પણ રહ્યું નહોય અને સીધું જ લખાણું હોય, એટલે બેસારીને વાંચનારના પૂરા રોળ. (જેમ એક અનનુભવી વિદ્વાને શ્રાદ્ધના પુસ્તકમાં ડીંટડું ખવાઇ ગયેલા **सू**નો **मू** વાંચી **पिंडेषु सूत्र दानं** ને બદલે **मूत्रदानं** બેસારી અનર્થ કરવાનો આરંભ કર્યો હતો તેમ). વિદ્વાનના લખાણોમાં પણ **व, च, ब; ख,स्व, रव; घ,ध, द्य; ट,र; त,न; प,य; क,फ;** અને **भ,म;** વગેરે અક્ષરોમાં સંદિગ્ધતા રહી જઈ એક બીજા શેળભેળ થઇ જાય છે. તેમ પ્રાચીન ઢબના લખાણમાં ન મળે પદચ્છેદ કે વિરામ, કે સ્વલ્પવિરામ ચિન્હ, સમાસદર્શક (હાઇફન), સંબોધન કે આશ્ચર્યદર્શક ચિન્હ. સારૂં થયું કે સમાપ્તિ ટાંણે પણ મિ. કાથવટેનું છપાવેલું પુસ્તક મને મળ્યું, અને એનાથી ઘણું સારૂં અજવાળું પડયું. તેમાં તેમણે પોતાથી બન્યું છે તેટલું સુધારી, વધારી, નોટ, નોંધ, આપી સુગમતા કરી આપી છે, તોપણ તેમાં પણ તેને કેટલેક સ્થળે નિરાશ થવું પડયું છે; કેમકે તેમને પણ જે લખેલાં પુસ્તકો મળેલાં તે પણ હું ઉપર વર્ણન કરી ગયો તેવી જ માથાકૂટ કરાવનારાં મળ્યાં હતાં. વિદ્વાન્ તેનું દોહન કરી રસ્તો કહાડે જ, અને મિ. કાથવટેએ પણ એમજ કર્યું છે, તેથી હુંને તેની મદદ બહુ જ ઉપયોગી થઇ છે, અને તેથી મેં પાછળથી મારામાં કયાંક કયાંક સુધારી પણ લીધું છે, જેથી હું એઓ સાહેબનો આંહી જ અત્યંત ઉપકાર માની લઉં છું. મિ. કાથવટેએ જે પાઠફેરની નોટ આપી છે, તેમાં A ની નોટ તો બરોબર (કયાંક અપવાદ બાદ

કરીને ) મારી પાસેના નાના પુસ્તકના પાઠેપાઠ ( પાઠ જ નહિ પણ ખોટ પણ ) મળતા આવે છે. એ પુસ્તક તેમણે મિ. ઝવેરીલાલ યાજ્ઞિક પાસેથી મળ્યાનું લખ્યું છે, ને રમ્ખેને સાહેબ મહેરબાન વૉટસન સાહેબને તેમણે એ જ પુસ્તક આપ્યું હોય, અથવા તેની નકલ હોય. મિ. કાથવટેનું પુસ્તક ( છાપેલું ) હાથ લાગ્યા પછી, તેની સાથે મારી પાસેના પુસ્તકને મેળવી જોતાં, ૨૧૫ પાઠફેર ભેળા થયા છે. એ બધા પાઠફેર હું મૂકવા ધારતો હતો, પણ તેથી લંબાણ બહુ થઈ જાય, તેમ આ કાંઇ મૂળ પુસ્તક નથી કે જેના શબ્દો ઉપર તે મૂકી શકાય. તોપણ મેં ક્યાંક ક્યાંક મારા ભાષાંતર નીચે એ વાત નોટમાં દર્શાવી છે ખરી.

સ્થળનાં તથા માણસોનાં ઓળખાણ માટે મિ. કાથવટેના પુસ્તકમાંની નોટમાંથી જે શબ્દો આમાં આવ્યા છે, તેની સુધારા વધારા સાથે તથા નવા આવેલા શબ્દોની સમજણ બીજેથી મેળવી આ પુસ્તકના છેવટમાં મૂકી છે. કેટલીક બાબતો માટે મેં પ્રબંધ ચિંતામણિ, પ્રબંધ ચતુર્વિંશતિ, હર્ષાંક, સુકૃત સંકીર્તન, ગુજરાતનો ઇતિહાસ, ભૂગોળ હસ્તામલક, જગડુ ચરિત્ર ( ભાષાંતર ), વસ્તુપાળ તેજપાળ રાસ, ભારતવર્ષીય પ્રાચીન ઐતિહાસિક કોષ, શબ્દચિંતામણિ, વાચસ્પત્ય બૃહદભિધાન, અને છેવટમાં રાસમાળા ( ભાષાંતર ), વગેરે પુસ્તકોની મદદ લીધી છે, તેથી તેના કર્તાઓનો, છપાવનારાઓનો અને સંગ્રહ કરનારાઓનો હું ઉપકાર માનું છું, અને તે સાથે આ કામ મને સોંપનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો પણ ઉપકાર માનું છું.

આ પુસ્તક રચવામાં એક તો ટીકા વિનાનું, અને તે કાવ્યનું પુસ્તક, તે પણ પદ્યમય, અશુદ્ધ, અને અપૂર્ણ; તે સાથે તેનું ગુજરાતીમાં કરવું, તે પણ પદ્યમય, તે પણ સમશ્લોકી અને અંત્યપ્રાસવાળું, એથી મૂળના જેવે બરોબર ભાવાર્થ આવી શકવો મુશ્કેલ છે, તોપણ મારાથી બનતો પ્રયાસ કરી, સરલતા સાચવતાં, ભાવમાં કઠિનતા આવવા દીધી નથી. તે સારૂ પુસ્તક તૈયાર કર્યાં પછી, ફરી તપાસી જઈ છોલછાલ કરી સુધારવું પડ્યું. જ્યાં દૂરાર્થ કે પર્યાય શબ્દોનું ભંડોળ નહીં, સંધિકાર્ય નહીં, અંત્યપ્રાસ સાંભળવા ઇત્યાદિ કઠિનતાવાળી આપણી ભાષાને લીધે, બરાબર ભાવ આવી ને

શક્યો હોય ત્યાં વિસ્તૃત નોટ, તેના અન્વય વગેરે કરીને, અનુકૂળતા સાચવી છે. તોપણ નવી પદ્ધતિના ભાષાના નિયમ, એક દેશી ભાષાના શબ્દો, હ્રસ્વ દીર્ઘ વગેરેની સંભાળ નહીં રહી હોય એ હું કબૂલ કરૂં છું, અને તે ન જ રહે, તથા બીજાઓ પણ નથી રાખી શકતા એમ મેં સરસ્વતીચંદ્ર, સમાલોચક, બુદ્ધિપ્રકાશ, સ્નેહમુદ્રા, સાહિત્ય, કાવ્યમાધુર્ય, અને ગુજરાતી વગેરેમાંની ગુજરાતી કવિતામાંના દાખલાઓ દિલાસા માટે ઉતારી રાખ્યા છે, પણ લંબાણભયથી તથા જરૂર નહિ હોવાથી આમાં મૂકવા ઉચિત ધાર્યું નથી. માત્રામેળ છંદમાં એવી અગવડ ન આવે, પણ અક્ષરમેળ છંદમાં તો આવે જ, તેથી આમાં પણ આવી હશે જ, અને આવી છે જ, પણ મનુષ્ય માત્ર દોષપાત્ર તો છે જ, પછી કોઇમાં કાંઈ તો કોઈમાં કાંઈ, પણ સુજ્ઞ પુરુષોનો ધર્મ છે કે તેઓ **गुण दोषौ बुधो गृहणन्निदु-क्ष्वेडा विवेश्वरः॥ शिरसाश्लाघते पूर्वं परं कंठे नियच्छति**[1] ( કુવલયાનંદ ) એમ કરે છે, તેમ મારે માટે પણ આમાં કરશે જ એમ ખાત્રી રાખી, છેવટમાં **ईश्वर** પદયુક્ત પદ્યની સમાપ્તિ સાથે આ પદ્યાત્મક ગ્રંથની પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું.

સંવત ૧૯૬૩ ના પૌષ વદિ ૪ ગુરૂ. તારિખ ૩, જાનેવારી ૧૯૦૭ **મુકામ રાજકોટ.**

**આચાર્ય વલ્લભજી હરિદત્ત.**
ભાષાંતર કર્તા.

**તા. ક.**—આ પ્રસ્તાવના પૂર્ણ થયા પછે પ્રોફેસર મિ. કાથવટે સ્વર્ગવાસી થવાના ખબર જાણી બહુ ખેદ થયો; કેમકે તેઓ આ પુસ્તક પ્રસિદ્ધ થતી વખતે હયાત હત તો મારા અને એમના વિચારની આપ લે થઈ શકત. દૈવેચ્છા.

તા. ૧૯-૩-૭. **આ. વ. હ.**

---

૧. શિવજી જેમ ચંદ્રમાને અને વિષને ધારણ કરે છે તેમ વિદ્વાન્ ગુણ અને દોષ બન્નેને ગ્રહણ કરે છે. તેમાં શિવજીએ જેમ ચંદ્રમાને માથે ચ્હડાવે છે અને ઝેરને ગળામાં રાખી મુક્યું છે-તેમ વિદ્વાન્ પણ ગુણને માથે ચ્હડાવે છે (માથું હલાવી વખાણે છે) અને દોષને ગળામાં રાખે છે એટલે ગળાની બહાર કાડતા નથી અર્થાત્ કહેતા નથી.

अथ श्री

# कीर्ति-कौमुदी.

## ( ગુજરાતી સમશ્લોકી ભાષાંતર. )

### ( ગુર્જર ભાષાંતર કવિ કૃત મંગળાચરણ. )

वंदे वेदांतविद्वेद्यं, वंद्यं वेदविदां वरम् ।
यत्तन्द्भर्गाख्यभर्गोंहं, चतुर्वर्ग-प्रदायकम् ॥ १

प्रणम्य गणपं गुण्यं, श्रीवाणीं पितरौ गुरुं ।
गिरा गुर्जरया कीर्ति,-कौमुदी-काव्य मारभे ॥ २

### ( મૂળ કવિ કૃત-મંગળાચરણ. )

શ્રીચતુર્ભુજના[1] ચારે, આયુધે શોભતા ભુજો;
ધર્મ-રક્ષકની[2] પેઠે, શ્રી[3]દાયી સંતને હજો. ૧

---

૧. **અર્થ**-વેદાંત જાણનારાઓએ જાણવા યોગ્ય, વેદ જાણનારાએ વંદન કરવા યોગ્ય, અને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર વર્ગને આપનારૂં જે ભર્ગ=શિવ નામનું શ્રેષ્ઠ તેજ તેને હું વંદન કરૂં છું. (૧) ગુણવાળા ગણપતિ, શ્રી સરસ્વતી દેવી, માતા, પિતા, અને ગુરૂ એઓને પ્રણામ કરીને હું કીર્તિ-કૌમુદી નામનું કાવ્ય ગુજરાતી ભાષામાં (કરવાને) આરંભું છું. (૨)

૧. વિષ્ણુ. ૨. પહેરેગિર. ૪ પ્રહરના જેમ પહેરેગિર હોય તેમ. ૩. સમૃદ્ધિ.

ગિરિ–ભૂમાં[1] કરે ક્રીડા, જોતા ઉચ્ચ પયોધરો;[2]
ચંદ્રકે[3] શોભતા પ્રીતિ, નીલકંઠ[4] સદા કરો. ૨
શિવ–ગૌરી[5]–તનૂ શોભી, જટા–સેંથે સમૃદ્ધિ દે;
કાર્તિકે[6] તાત ! કે માત !, કહી બકર્યું[7] જવાબ દે. ૩
શિવ–કેશવનું એક, અંગ દે મોદ આપને;
કામદેવ નમે જેને, બ્હીતો રાજી થતો મને[8]. ૪
વંદૂ સરસ્વતી કેરા, હું તમોહારિ[9] તેજને;
કરે સૂક્ષ્મ પદાર્થોને, પણુ સાક્ષાત જે જને[10]. ૫
સદા સરસ્વતી[11] વંદૂ, જેના ઉપાસને[12] વધ્યા;
પ્રસવે પુષ્પવત્ કાવ્યો, કવિરૂપી દ્રુમો[13] બધા. ૬
વંદ્ય છે કવિયો જેની, સૂક્તિ[14]–સ્હોરમ–વાસિત[15];
ભમે છે કીર્તિ ભૂપોની, કર્તી ત્રૈલોક્ય[16] હર્ષિત. ૭
કવિયો જય પામો જે, સૂક્તે[17] મંત્રોવડે[18] યથા;
રસો[19] ચિદ્રૂપિ[20] ચિત્તોમાં, ઉદ્‌ભવાવે[21] બધા તથા. ૮

---

૧. પર્વતની પૃથ્વીમાં અને પાર્વતીજીમાં. ( **गिरेः भूः** અને **गिरेः भवतीति** એમ વિગ્રહ છે. અથવા **गिरिजा** એ શ્લિષ્ટ પદ ન કર્યું હોય તો પણુ ચાલે. કેમ કે શિવજી પણુ ગિરિ=કૈલાસની પૃથ્વીમાં ક્રીડા કરે છે. પણુ શ્લિષ્ટ પદમાં વધુ ખૂબી છે. ૨. મેઘ અને સ્તન. ૩. મોરપીંછ ઉપરની આંખ્ય, અને ચંદ્ર. ( આમાં સ્વાર્થમાં **क** પ્રત્યય છે.) ૪. મોર અને શિવજી. ૫. અર્દ્ધનારીશ્વર. દક્ષિણુમાં સોલાપુર ડીસ્ટ્રીકટમાં અર્દ્ધનારીનટેશ્વરની નાની મૂર્તિનું દેવળ છે. (કા૦) ૬. કાર્તિક સ્વામીએ. ૭. બોલાવ્યું. ૮. મનમાં. શિવજીએ બાળ્યો છે એટલે તેને જોઇને બ્હીયે છે અને કેશવ=શ્રીકૃષ્ણુ પોતાના પિતા થાય તેને જોઇને રાજી થાય છે. ૯. અજ્ઞાન અને અંધકારને હરનાર. ૧૦ જનમાં. ૧૧. સરસ્વતીને. નદી તથા દેવીરૂપ. ૧૨. પાશે (કાંઠે) રે'વાથી તથા સેવા કરવાથી. ૧૩. વૃક્ષો. ૧૪. સારી કે'ણી. ૧૫. તે રૂપી સુગંધથી વાસેલી જેમેક વાળાવાસી. ૧૬. ત્રૈલોક્યને. ૧૭. સારી ઉક્તિવડે. ૧૮. દેવ વગેરેના સાધન માટે તંત્ર વગેરેથી યુક્ત એક જાતના શબ્દ. ૧૯. શૃંગારાદિ નવ. **शृंगारहास्यकरुणरौद्रवीरभयानकाः ॥ बीभत्सोद्भुत इत्यष्टौ रसाः शांतस्तथा मतः ॥** ( સાહિત્ય દર્પણુ ) ૨૦. ચૈતન્યરૂપી. ૨૧. " પ્રવેશાવે " પાઠ.

મીઠાશે પામિ[1] મ્હોટાઈ, કવિ–ભૃંગની[2] પદ્મિણી;
વંદૂં તે હૃદ્ય[3] વાણી જે, રામાયણ કવિ તણી[4]. ૯
સ્તવિયે તેજ વાલ્મીકિ, યત્કૃપાથી થયું મહત[5];
શ્રી દશરથનું વૃત્ત[6], જો કે શ્રવણ[7]-દુઃખ-કૃત. ૧૦
નમ્ય[8] કેમ ન સંતોને, થાય સત્યવતી–સુત[9];
જેણે સુપર્વે[10] ઠાંસેલૂં, સ્વર્ગ–વત્ રચ્યું ભારત. ૧૧
રામ–ચરિત[11] કેરા જે, કાળિદાસ થયા કવિ;
થયો સંયોગ એવો એ, દૂધમાં શર્કરા જ્યવિ. ૧૨
મુંઝાણો હો દુરૂક્તિથી, કાં હો નીરાંત્ય ઇચ્છિતો;
સાચેસાચૂં કહૂં મિત્ર ! ત્યારે તું સેવ્ય[12] માઘ[13] તો. ૧૩
રહિ તે સોમ[14]–આશ્રે જે, કર્તા અર્જુન[15] તેજના;
ભારવિ[16]–કૃતિ રાકાવત્[17], શોભે કુવલય[18]–પ્રિયા. ૧૪

---

૧. વાણીમાં મધુરત્વ અને પદ્મિણીમાં મધુ, એ મીઠાશવડે મ્હોટાઈ પામેલી. ૨. ભ્રમરોની કમળવેલ્ય. ૩. મનોહર. ૪. વાલ્મીકિની. ૫. વખણાતું. ૬. આચરણ અને ચરિત્ર. ૭. શ્રવણ નામનો યાત્રાળુ. ( શરવણ ) અને કાન. ૮. નમવા યોગ્ય. ૯. વ્યાસ. ૧૦. દેવતાઓ અને ભારતનાં પર્વ. ૧૧. રઘુવંશ કાવ્ય. ૧૨. સેવ્ય મા=સેવ્યમાં. ૧૩. અઘ=પાપ. **मा** અને **अघनो माघ** એમ સંધી ગુજરાતીમાં થાય નહિ, પણ તે વિના બે અર્થ કાંડવા એ બને નહિ તેથી **निरंकुशाः कवयः** એ વાક્યનો લાભ લઈ ચલાવવું જોયે. નિર્વૃતિ ઇચ્છિનારાયે માઘનું સેવન કરવાનું જેમ આમાં છે તેમ બીજે પણ છે– **मुरारि–पद–वांछा चेन्माघे चित्तलयं कुरु** ( આમાં મુરારિનો બીજો અર્થ મુરારિ કવિ છે. માઘ કાવ્યની ઉત્તમતા વિશે એક બીજું પણ વચન છે. **नवसर्गे गते माघे नवशब्दो न विद्यते.** ૧૪. ચંદ્ર અને શિવજી. ( **उमया सहितः सोमः** ) ૧૫. ધોળું અને અર્જુન પાંડવ. જે; અર્જુન–તેજના કર્તા છે એવા સોમને આશ્રીને રહી એવી. ૧૬. ભારવિ કવિની કૃતિ=કિરાતાર્જુનીય કાવ્ય ૧૭. પૂર્ણિમાની પેઠે. ૧૮. કમળ અને ભૂમંડળ.

ઘટે[1] છે કવિયો ચૂપ, યથા કાદંબરી[2] સુણ્યે;
[3]બાણ-શબ્દે અનધ્યાય[4], થાય એ સ્મૃતિયો[5] ભણે. ૧૫
ચંદનો મલયાદ્રિનાં, વચનો ધનપાળનાં;
રસાળાં[6] ભરિ છાતીયેં, કોણ ઠંડા નથી બન્યા. ૧૬
કવિ વિલ્હણથી પામી, સ્વચ્છતા જે સરસ્વતી;[7]
[8]ધન-દુર્જનથીયેં તે, કદી મેલી નથી થતી. ૧૭
વહિયેં હેમસૂરિની, હ્રદે નિત્ય સરસ્વતી;
જેણે ઝીતી [9]તામ્રપર્ણી, શબ્દ[10]-રત્નો નિપાવતી. ૧૮
શ્રેષ્ઠ [11]સુમનસોમાં જે, સ્તવિયેં [12]નીલકંઠ તે;
જે [13]સર્વજ્ઞતણું ચિત્ત, ન દર્પકોપ[14]-યુક્ત છે. ૧૯

---

૧. યોગ્ય છે. ૨. એ નામનું ગદ્ય કાવ્ય. ૩. બાણ=કાદંબરીના કર્તા. તેનો શબ્દ અને છૂટતા બાણનો શબ્દ. કોઈ કહે છે કે બાણ એટલે વાંસળી તેનો શબ્દ. ૪. ન ભણાય એવો પ્રસંગ ૫. મનુ—**नाधीयीतामिषं जग्ध्वा सूतकान्नाद्यमेव च ॥ ११२ ॥ नीहारे बाणशब्दे च संध्ययोरेव चोभयोः ॥** ( અ૦ ૪ ) **बाणशब्दे=शरध्वनौ. बाणोवीणाविशेष इत्यन्ये.** (કુલ્લૂક ભટ.) યાજ્ઞવલ્ક્ય—**बाणार्तनिस्वने** ( અ. ૧ શ્લોક ૧૪૮. ) **बाणोवंशः** ( વિજ્ઞાનેશ્વર ). ૬. આર્દ્ર તથા નવરસે યુક્ત. ૭. સરસ્વતી નદી અને સરસ્વતી દેવી. ૮. મેઘ અને ઘણા. ૯. એ નામની દક્ષિણની નદી, તે રત્નોની પેદાશ માટે પ્રખ્યાત છે. **वैडूर्यपर्वत स्तत्र श्रीमान् मणिमयः शिवः.** ( ભા. વ. ૮૮ ) તેના સમુદ્રસંગમ સ્થળે મોતી પાકે છે. **ताम्रपर्णी समेतस्य मुक्तासारं महोदधेः । ते निपत्य ददुस्तस्मै यशः स्वमिवसंचितं ॥** ( રઘુવંશ ) આઠ આકર ( ખાણ્ય ) માં તામ્રપર્ણીને પણ ગણી છે. ( બૃ. સં. અ. ૮૧, વા. બૃ. પૃ. ૩૨૭૫ ) આંહી મૂળમાં **यथा** પદ હતું ( **ताम्रपर्णी जितायथा** ) તેથી અર્થ સમજાતો નહોતો. વિચાર કરતાં **यया** પદ હ્રદયે સ્હડી આવ્યું અને તેજ ખરૂં છે એમ માની તે પ્રમાણે અર્થ કર્યો અને મૂળમાં સુધાર્યું. ૧૦. હેમાચાર્ય કૃત હૈમકોશ ( હૈમીનામમાળા ), અનેકાર્થ હૈમ વગેરે શબ્દસંગ્રહ પ્રસિદ્ધ છે. ૧૧. દેવતાઓ અને વિદ્વાનો. ૧૨. શિવજી અને એ નામનો એક કવિ. ૧૩. શિવજીનું એક નામ છે અને સર્વ જાણનાર. ૧૪. દર્પક=કામદેવે. (**कंदर्पोदर्पकोऽनंगः** અમર.) ઉપયુક્ત તથા **दर्प**=ગર્વ અને કોપે યુક્ત.

न દેખું હેતુ એમાં કો, દુર્જનો જે જઇ કને;
ભસે છે અતિ સાધુને, કૂતર્યા જેમ પાંથને. ૩૭
[1]તો સપાપી જન સભા, દોષ-જ્ઞેં તજવી તથા;
બહુ ગર્દભ વાળી ભૂ, ઉકડાંની નૃપે યથા. ૩૮
દુર્જને અપમાન્યેથી, સાધુની ચારુતા વધે;
જેમ ભસ્મલવે માંજ્યે, કાચ ચોખો બને બધે. ૩૯
છો રહ્યો દુર્જન ક્રોધી, મોજમાં હોય તોય તે;
થાય દીઠો કષ્ટ-કારી, રતિમાન[2] કાકની પઠે. ૪૦
બે-જીભા[3] દુર્જનો છે એ, ખોટી છેજ પ્રસિદ્ધતા;
એ જગત્-તાપકોને તો, ઘટે છે સપ્તજીહ્‌વતા.[4] ૪૧
ખળ-વેતાળથી હાંસ્યા, આ કવેળાસમા[5] વને;
સંતોના પડકારા હો, શિખાબંધી[6] સમા મને. ૪૨
છે એવા કોક જે દીઠે,[7] અશુદ્ધો શુદ્ધ થાય છે;
જે દીઠે થાય શુદ્ધોયે, અશુદ્ધ એહવાય[8] છે. ૪૩

---

૧. તેથી પાપીજન-સહિત સભા દોષજ્ઞ માણસોયે તજવી. રાજા જેમ ઘણાં ગધેડાં વાળી ઉકરડાની જમીનનો ત્યાગ કરે છે તેમ. આ શ્લોકમાં મૂળમાં **सहसा घनरासभा** એ પાદ બીજે તથા ચોથે શ્લેષરૂપ એનો એ આવે છે. એનો વિગ્રહ તથા અર્થ આમ છે. **सहसा**=એકદમ. **घनाः रासभाः यस्यां** ( ઘણા ગધેડાવાળી ) **अघेन सहिताः साघाः, तेचतेनराश्च साघनराः तैः सह सहसाघनरा एवंभूता सभा=सहसाघनरासभा.** ૨. કાકમૈથુન-દર્શન અરિષ્ટમાં ગણાય છે. તે જેના જોવામાં આવે તેનું મૃત્યુ થાય એમ કહી તેમ ન થવા તેની શાંતિ કરવાનું શાંતિના ગ્રંથોમાં કહ્યું છે. ૩. બે જીભ વાળા અને સર્પ. ૪. સાત જીભવાળાપણું એટલે અગ્નિ. અગ્નિને સાત જીભ છે. **सप्तजिह्वो हिरण्यकः** (ધ્યાન.) ૫. કવેળા સરખા ( કુસમય રૂપી ) વનમાં. ૬. ભૂતનો ભય મટાડવા બ્રહ્મગાંઠય ( જનોઇની ગાંઠ્ય ) હાથમાં પકડી રાખવાનું પ્રસિદ્ધ છે તેમ બાંધેલી શિખાવાળાને ભૂતભય નહીં કરતું હોય. અથવા ભૂતની ચોટલી ( કે ચોટલો ) પકડવાથી તે નિર્બળ થઇ જાય છે એમ પણ મનાય છે. ૭. જેના દર્શનથી. ૮. એવા પણ.

તે ચાપમાન[1] મંત્રીયે, ગુણો[2] તે બહુ સંગ્રયો;
વિધિ–સિંધુ–સુતા[3] બંને, જે વડે સીકલી ધર્યાં. ૨૮
વસ્તુપાળ યશોવીર, સાચા સરસ્વતી–સુતો;
[4]દાનસ્વભાવ બંનેનો, એક છે સ્હે પડે જુદો. ૨૯
ઉરથી આપદા ત્યાગી, નિર્વ્યાલ[5] ચંદન–દ્રુમો;
ન કાળપ–કરા દીવા, થાઓ શ્રીપાત્ર[6] સાધુઓ. ૩૦
લોભિત્વ સાધુઓનું કો, ન ધાર્યું જાય એવું છે;
જેથી ગ્રહે પરગુણો, પાશે બહુ ગુણો છતે. ૩૧
રાજી કરે ન કે'ને કો', સંતો છાયા–દ્રુમો સમ;
ખીલે જે હાસ્ય–પુષ્પોથી, સૂચવીને ફલાગમ. ૩૨
સદા સંપૂર્ણ અમૃતે, માંનું સંતોનું માનસ;[7]
તે ઝર્યાંથીજ વાણી ન, મૂકે ભીનાશ ચોક્સ. ૩૩
આંસૂ આંણે ધૂમસમા, તે અસાધુનું કામ શું;
કવિ ઉક્તિ રસાળીમાં,[8] કરે ઉત્પન્ન જે મશું.[9] ૩૪
બ્રહ્માયે ભાગ પાડીને, મુક્યું વિષ ખરું વદે;[10]
સર્પ વીંછી દુર્જનોના, મુખે પુચ્છે અને હ્દે. ૩૫
ખળે છોડેલ વાગ્બાણો, આકરા આ કળિ વિશે;
કેમ જીવે જગત સંતો,–રૂપી બખ્તર ન જો હશે. ૩૬

---

૧. ચાહુમાન અને ચાહમાન=પાઠ. ચોહાણ. ૨. શણ અને દોરડાં. ૩. વિધિ=બ્રહ્મા તેની સુતા સરસ્વતી. સિંધુ=સમુદ્ર તેની સુતા લક્ષ્મી. ૪. આ અર્દ્ધમાં બહુ સારસ્ય નથી. ૫. સર્પ વગરનાં. ૬. સમૃદ્ધિનું ઠામ. રાજાએને ફદિ સ્વામીઓને માટે બોલાતો "સીપાત" શબ્દ આમાંથી થયો હોય ? ૭. મન અને તળાવ. ૮. રસવાળી અને રસોડું. સંસ્કૃત **रसवती** શબ્દમાં બંને અર્થ છે તે રસાળીથી નિર્વાહ થાશે. કેમકે રસોડું એ શબ્દ **रसवती** ( **रसउती रसउडी** અને **रसोडी** એમ ) એ શબ્દનોજ અપભ્રંશ છે. રસોડામાં રસ હોય છે તેથી તે પણ રસાળું. નાનું રસાળું=રસોડું તેજ રસાળી=રસોડી. ૯. મરાનું ગ્રામ્ય બહુ વચન. ૧૦. કે'વાય.

ન દેખું હેતુ એમાં કો, દુર્જનો જે જાઇ કને;
ભસે છે અતિ સાધુને, કૂતર્યો જેમ પાંથને. ૩૭
[1]તો સપાપી જન સભા, દોષ–જ્ઞે તજવી તથા;
બહુ ગર્દભ વાળી ભૂ, ઉકરડાની નૃપે યથા. ૩૮
દુર્જને અપમાન્યેથી, સાધુની ચારુતા વધે;
જેમ ભસ્મવડ્યે માંજ્યે, કાચ ચોખો બને બધે. ૩૯
છો રહ્યો દુર્જન ક્રોધી, મોજમાં હોય તોય તે;
થાય દીઠો કષ્ટ–કારી, રતિમાન[2] કાકની પઠ્યેં. ૪૦
બે–જીભા[3] દુર્જનો છે એ, ખોટી છેજ પ્રસિદ્ધતા;
એ જગત્–તાપકોને તો, ઘટે છે સપ્તજીહ્વતા.[4] ૪૧
ખળ–વેતાળથી હાંસ્યા, આ કવેળાસમા[5] વને;
સંતોના પડકારા હો, શિખાબંધી[6] સમા મને. ૪૨
છે એવા કોક જે દીઠે,[7] અશુદ્ધો શુદ્ધ થાય છે;
જે દીઠે થાય શુદ્ધોયે, અશુદ્ધ એહવાય[8] છે. ૪૩

---

૧. તેથી પાપીજન–સહિત સભા દોષજ્ઞ માણસોયે તજવી. રાજા જેમ ઘણાં ગધેડાં વાળી ઉકરડાની જમીનનો ત્યાગ કરે છે તેમ. આ શ્લોકમાં મૂળમાં **सहसा घनरासभा** એ પાદ બીજો તથા ચોથો શ્લેષરૂપ એનો એ આવે છે. એનો વિગ્રહ તથા અર્થ આમ છે. **सहसा**=એકદમ. **घनाः रासभाः यस्यां** ( ઘણા ગધેડાવાળી ) **अघेन सहिताः साघाः, तेचतेनराश्च साघनराः तैः सह सहसाघनरा एवंभूता सभा=सहसाघनरासभा.** ૨. કાકમૈથુન-દર્શન અરિષ્ટમાં ગણાય છે. તે જેના જોવામાં આવે તેનું મૃત્યુ થાય એમ કહી તેમ ન થવા તેની શાંતિ કરવાનું શાંતિના ગ્રંથોમાં કહ્યું છે. ૩. બે જીભવાળા અને સર્પ. ૪. સાત જીભવાળાપણું એટલે અગ્નિ. અગ્નિને સાત જીભ છે. **सप्तजिह्वो द्विशीर्षकः** (ધ્યાન.) ૫. કવેળા સરખા ( કુસમય રૂપી ) વનમાં. ૬. ભૂતનો ભય મટાડવા બ્રહ્મગાંઠ્ય ( જનોઇની ગાંઠ્ય ) હાથમાં પકડી રાખવાનું પ્રસિદ્ધ છે તેમ બાંધેલી શિખાવાળાને ભૂતભય નહીં કરતું હોય. અથવા ભૂતની ચોટલી ( કે ચોટલો ) પકડવાથી તે નિર્બળ થઇ જાય છે એમ પણ મનાય છે. ૭. જેના દર્શનથી. ૮. એવા પણ.

કુળ ઉજ્જ્વળ, આકાર, ચારૂ, આચાર ઉત્તમ;
દાન સન્માન સહિત, મ્હોટપે અરિઓ નમે. ૪૪
નિંદે ધી આંગિરસને,[1] દયા ભાંગે ભયોદય;[2]
ભૂષિત-ભૂલોક યશ, મંત્રિતા સીંકલી નયે.[3] ૪૫
વસ્તુપાળનું એ સંધૂં, ને સુભક્તિ સ્વમાં[4] લહી;
તો સોમેશ્વર દેવ શ્રી[5], તત્સ્વરૂપ કથે સહી. ૪૬
મંત્રીશ[6]-ગુણ-માણિક્ય,-હાર-લાભ-મહોત્સવે;
ગાવા સોમેશ્વર-ગિરા, થાય ઉતાવળી હવે. ૪૭
છે હાથી-મદથી ભીના, ઝાંપાવાળું ભલું પુર;
અણહિલ્લ પુરાખ્યશ્રી,[7] જાણે શ્રી[8]-શ્રેયનું ઘર. ૪૮
શોભે જે[9] હારતું કોમ, સારનાર સુકોટથી;
શું વર્તુલ થયે પુણ્યે, રક્ષાતું કળિ-ચોટથી. ૪૯
જ્યાં ઝાઝા વૃક્ષથી છાહ્યા, બગીચા પુર પાશના;
હારબંધ થઈ છાયા,-વત્ ઊંચા કોટની બન્યા. ૫૦
સંધ્યાસમે રમે બાળા, જ્યાં અગાશી તણે સ્થળ;
જેની મુખ્ય-શ્રીયે શોભે, શતચંદ્ર[10] નભસ્તલ. ૫૧

---

૧. બૃહસ્પતિ. ( દેવગુરૂ ) ૨. ભયના ઉદયને. ૩. ન્યાય વડે ભૂષિત કર્યો છે ભૂલોકને જેણે એવો યશ અને સીંકલેલું મંત્રિત્વ. ૪. પોતામાં ( કવિમાં ) અને આત્મામાં. ૫. નામને અંતે શ્રી વાપરવાનો પ્રચાર ગુજરાતી ભાષામાં છે જ. જેમકે-"આપશ્રી" "ગુરૂશ્રી" "ભાઇશ્રી". ૬. મંત્રીશના ગુણરૂપી માણક્યોનો હાર મળ્યો એ ઉત્સવમાં. ૭. શ્રી અણહિલ્લપુર નામનું. ૮. શોભા અને કલ્યાણનું. ૯. જે પુર. ૧૦. સો ચંદ્ર વાળું આકાશ. એ બને નહીં માટે એ પાદ સમસ્યાપૂર્તિમાં ચાલે છે. જેમકે કોઇએ કવિને કહ્યું કે **शतचंद्रं नभस्तलं** એ પાદપૂર્તિ કરી આપો. ત્યારે તેણે ત્રણ પાદ નવાં કરી પૂરી કરી આપી. તે આ રીતે-**दामोदरकराघात-विह्वलीकृतचेतसा ॥ दृष्टं चाणूरमल्लेन शतचंद्रं नभस्तलं.** કંસવધ સારૂ ગયેલા શ્રીકૃષ્ણે ચાણૂરમલ્લને માર્યો એ પ્રસંગ છે.

ક્યાંક વેદ તણા ઘોષેં, ક્યાંક મંગળ ગીતથી;
બંદી શબ્દોથી જે ક્યાંક, રે' પુરી નિત્ય ગાજતી. ૫૨
જાણે ચૂનાવળે છાંટી, શણગારી શું હિમથી;
ધરની હાર્ય જ્યાં રાજે, રજતે રચિ નીમથી. ૫૩
મનને મોજ દેનારા, [1]પ્રાસાદોમાં સદા રયે;
ન કૈલાસ–[2]વિલાસે [3]જ્યાં, શિવજી કદિયે ચહે. ૫૪
જ્યાં હોમાગ્નિતણા ધૂમ, તણી હાર્ય ઉંચે જતી;
યમુનાશી[4] દિશે, સ્વર્ગ–ગંગાસંગમ ઇચ્છતી. ૫૫
કાઢ્યું છે ગૃહને તેજે, જ્યાંથી [5]તમતણું ઘણ;
વ્યભિચારિણીનો પક્ષ,–કર્તા [6]પક્ષ ન ત્યાં ક્ષણ. ૫૬
લંકા શંકા કરે, ચંપા, કંપે, વિદિશા[7] થૈ કૃશ;
નાશી કાશીની સંપત્તિ, મિથિલા શિથિલા મસ.[8] ૫૭
ત્રિપુરીની ઝરી શોભા, મથુરાં મંદ થૈ નકી.
ધારા થઈ નિરાધારા, જેના[9] જયિ ગુણો થકી. ૫૮
બીજાં પુરોને ઝીતીને, ઝીતવા અમરાવતી;
ગૃહ–ધ્વજા–વસ્ત્ર વડે, પાંખ શું ફફડાવતી. ૫૯
મથુરાંને યમુનાવત્, અવધે સરયૂ છતી;
હસ્તિનાને જાન્હવીવત્,[10] સેવે જેને સરસ્વતી. ૬૦
શોભે દેવાલયો જેનાં, હિમાલય–સમ શ્રીયે;
શું કીર્તિ–કૂટ ભૂપોના,[11] ઉપડ્યા વ્યાપિ પૃથ્વીયે. ૬૧
દેવાલય–પતાકાના, પવને જ્યાં ઠરે ક્ષણ;
પીડા ન પામે અરૂણ,[12] આકરા રવિયે પણ. ૬૨

---

૧. બંગલા તથા શિવાલયો. ૨. વિલાસપણ. ૩. "જ્યાં"નો રહ્યે=રહ્યાથીની સાથે સંબંધ છે. ૪. જેવી. ૫. અંધારાનું. ૬. કૃષ્ણ પક્ષ (અંધારિયું) ૭. વિદિશા. ૮. ઘણી. ૯. જે પુરના. ૧૦. ગંગા. ૧૧. બધી પ્રતમાં **મૂતાનાં** પાઠ છે, પણ તે ખોટું લાગે છે. **ભૂપાનાં** હોય તો અર્થ ઠીક થાય તેથી તેમ હશે એમ માન્યું છે. ૧૨. સૂર્યનો સારથિ.

જે સુરાજ્ય વિશે સ્ત્રીના, મનના ચોર પૌરને;
કરી પુષ્પ[1]-શરે શીક્ષા, કરે દૈરાજ્ય[2] કામ તે. ૬૩

દુર્યોધનની સેનાને[3], જ્યાંનાં સ્ત્રીજનમાં ન હું;
નિહાળું ફેર જે શોભે[4], કર્ણ[5]-ગાંગેયથી[6] બહુ. ૬૪

છાંટી હાથી-મદ-જળે, રજ જ્યાં રાજમાર્ગની;
નાચતા અશ્વથી તોયે, ચ્હડે ઊંચી મદી[7] બની. ૬૫

ગ્રહી દંડો ઘણા જેણે, મહીભૃત[8] હલકા[9] કર્યાં;
એવાં જ્યાંનાં મંદિરો ને, નૃપોમાં ફેર ન્હૈ જરા. ૬૬

શોભે[10] જ્યાંની સ્ત્રીયો જેને, લમણે પ્રતિબિંબિત;
ચંદ્રે શું કામ-રાજાનો, કોશ છે શીલ-મુદ્રિત. ૬૭

જાય જ્યાંની સ્ત્રીયો જ્યાં જ્યાં, લટકા કરતી ઘણી;
દૃષ્ટિ દાસી પઠ્યે પૂંઠ્યે, જાય ત્યાં મોજીલા[11] તણી. ૬૮

વાંકી ડોકે સ્ત્રીયોયે જ્યાં, જે કાને પણ ભાળિયા;
જાણું તે જાદુઈ[12] અંગે, અનંગે[13] પણ તાડિયા. ૬૯

---

૧. ફુલનાં બાણ વડે. ૨. બેરાજપણું. ૩. અને. ૪. દુર્યોધનની સેના અને સ્ત્રીજન. ૫. કાન અને કર્ણ રાજા. ૬. સોનું અને ભીષ્મપિતામહ. સ્ત્રીના અર્થમાં જે કર્ણના ગાંગેયથી શોભે છે એમ અન્વય કરવો. એટલે કાનના સોનાથી ( કાનમાં સોનું ઘાલ્યું છે તેથી ) સ્ત્રીઓ શોભે છે. ૭. મદવાળી. ૮. બધી પ્રતમાં **महीभुजां** છે પણ **महीभृतां** હોવું જોયે કેમકે તેમાં પર્વત અને રાજા બંને અર્થ છે અને તેમ થવાની જરૂર છે કે જે રાજા અને મંદિરોને લાગુ પડે. ૯. આ શબ્દના પણ બે અર્થ છે. રાજાઓને દંડ લઇને ખાલી અને પર્વતોને ધ્વજ સારૂ વાંસડાઓ લઈ લઈ ભાર વગરના. ૧૦. કાચ જેવાં ચળકતાં લમણાંમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે છે તે જાણે કામદેવ રાજાની શીલ લગાવેલો તેનો ભંડાર સ્ત્રી હોય નહીં. ચંદ્રને કામદેવની શીલ બનાવવાનું વર્ણન **ऐसो पत्र लिख पठ हो ऋतु बसंत.** એ હોરીમાં **लिख लिख अनंग शशी दईय छाप.** એ પાદમાં સૂરદાસજીયે પણ કરેલું છે. ૧૧. મૂળમાં **विलासी** છે. ૧૨. મૂળમાં **व्याघर्तित** છે તેનો અમરના ગુ. માંએ અર્થ કર્યો છે. ૧૩. કામદેવને અંગ નહીં છતાં જાદુઈ અંગ ગ્રહણ કરીને.

કરી રૂપે અપ્રતિમ,[1] સુહાયે નાર્ય જ્યાં તણી;
તોયે તેની રત્નભીંતે, પ્રગટી પ્રતિમા[2] ઘણી. ૭૦
નાઠી તળાવે સૌરંભ, ક્રીડાના બાગથી અહીં;
જ્યાં રાત્રિ-વાયુ[3] કામીવત્, સેવે સ્ત્રી જૂથને જઈ. ૭૧
ફરતાં વિષ્ણુ-હરનાં, મંદિરે સર[4] જ્યાં ભર્યું;
પૃથ્વી[5]-કુંડલવત્ શોભે, જાણે મોતી[6]-શરે ભર્યું. ૭૨
ઊંડું તળાવ શોભે જ્યાં, ખીલેલાં કમળો થકી;
ખેલતી જળદેવીનાં, જાણે હોય મુખો નકી.[7] ૭૩
જેમાં છાયા શિવાગાર, દીવીઓની પડે ઘણી;
શોભે શ્રી[8] નિશિ પાતાળ, સર્પ-શીર્ષ-મણિ તણી. ૭૪
જે તળાવ-તટે શોભે, ઊંચો ઉજ્વળ રૌપ્યવત્;[9]
કીર્તિસ્તંભ વ્યોમગંગા, ના પડંતા પ્રવાહવત્.[10] ૭૫
શિવાલય-સમૂહે આ, છે સરોવર શોભિત;
ને શોભે તે પુરપણ, રાજહંસે[11] વિભૂષિત. ૭૬
જે શંખિ[12] ચક્રી સુપ્રસિદ્ધ આમ, નાનાવતારી[13] કમળાભિરામ[14]
તોરો[15] સરોના શિરનો તળાવ, આ કૃષ્ણનું રૂપ ધરેચ સાવ. ૭૭
ન માનસે[16] માનસ[17] મૂજ મ્હોટે, પંપાસરે હર્ષ સરે ન છોટે;[18]
અચ્છોદ સ્વચ્છેય[19] ન અચ્છું છે ત્યાં, તળાવ રાજે સિધરાજનું[20] જ્યાં.

---

૧. પ્રતિમા=ઉપમા; તે વગરની. ૨. પ્રતિબિંબ રૂપ. ૩. રાત્રિના. ૪. તળાવ. ૫. પૃથ્વીના. ૬. કુંડળને ફરતી જાણે મોતીની હારડી બાંધી હોય! ૭. નક્કી. ૮. સુંદરતા. ૯. રૂપાસરખો. ૧૦. પ્રવાહના જેવો. ૧૧. હંસ અને રાજાઓ. ૧૨. તળાવમાં પણ શંખ અને ચક્ર હોય. અથવા ચક્ર એટલે ચક્રવાકપક્ષી. ૧૩. અને અવતાર (૧૦ અને ૨૪) વાળા. અને તળાવ અનેક ઓવારાવાળું. **અવતારનુંજ** ઓવારો અપભ્રંશ છે. ૧૪. લક્ષ્મીજી અને કમળ. ૧૫. તુરો, માથા ઉપર ખોસાતું ન્હાનું છોગું. ૧૬. માનસરોવર પણ. ૧૭. મ્હારા મનમાં. ૧૮. અને પંપાસરે પણ હર્ષ સરી શકે=થઈ શકે નહીં. કેમકે ઓછું છે. ૧૯. સ્વચ્છ છતાં પણ. ૨૦. સિદ્ધરાજનું.

પ્રતિતટ ભટકાતી લ્હેર આંને[1] અતિ પથરાયલ ફીણુ–ગચ્છબ્હાને;
હરિહર[2] હસવાની કાંતિ ધારી, દિશિદિશિ કીર્તિસરે રવની પસારી. ૭૯
વડિ વડિ લહરીથી લિપ્ત આકાશ થાંને;
હિમ–સમ અતિ ધોળા ફીણુ–ગોળા–બ્હાને[3].
ખરતર[4] રવિ તાપે આપદા પામિ સાવ;
રમિ રહી અતિ તારામંડલી આ તળાવ. ૮૦
ખીલેલ્યાં કમળોની પંક્તિની રજે એક સ્થળે પિંગળ,
રાતું સ્ત્રી–કુચ–કુંભ કુંકુમ–રસે થાતુંજ બીજે સ્થળ;
સ્થાને અન્ય ખીલેલ નીલ કજના[5] પત્રોથિ નીલું કર્યું,
એયોરૂપ કરિની[6] ઝુલ્ય[7]સરખૂં કાસાર[8] શોભે નરું. ૮૧

ઇતિ શ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વર દેવ વિરચિત કીર્તિકૌમુદિ નામના મહા કાવ્યના, આચાર્ય વલ્લભજી હરિદત્ત કૃત સમશ્લોકી ગુર્જર–ભાષાંતરમાં પુરવર્ણન નામે પ્રથમ સર્ગ સમાપ્ત.




૧. આ તળાવને. ૨. વિષ્ણુ અને શિવના હસવાની કાંતિને ધારણ કરનારી પોતાની કીર્તિ. ૩. બ્હાને. ૪. અતિ આકરા. ૫. કમળના. ૬. હાથિની. ૭. મૂળમાં **वर्ण** શબ્દ છે તે હાથિની ઝુલ્યને માટે છે કેમકે **प्रवेण्यास्तरणं वर्णः** એમ અમર લખે છે ત્યાં ટીકામાં **हत्तीची झुल** એમ લખ્યું છે. ૮. તળાવ.

# સર્ગ ૨ જો.

હવે ચૌલુક્ય–ભૂપાલ, પુર તે પાળતો હતો;
ઝીતી રાજ–સમાજોને, મૂળરાજ કરી[1] છતો. ૧
જીત–શત્રુથી છૂટેલી[2], કુંભણીવત્ ગુણે કરી;
ગુર્જરેશ્વર–રાજ્યશ્રી, જેને પોતાથકી વરી. ૨
સેનાની[3] લાટેશ્વરનો, અસામાન્ય પરાક્રમી;
તે બાપને હણી જેણે, હાથી સેના ગ્રહી દમી. ૩
પીડેલા[4] છે શત્રુ જેણે, તે સ્વ-બાણો તણા રણે;
નિશાન કચ્છ–ભૂપાળ[5], લાખાનું કર્યું જેહણે. ૪
હણ્યું દારિદ્રય દાનો દૈ, ઝીત્યા શૌર્યથી દુર્જનો;
કીર્તિયે રામને ઢાંક્યા, કર્યું રાજ્ય ઘણા દિનો. ૫
થૈ ગયે એ કથા–શેષ[6], નિઃશેષ કરી દુસ્મન;
રાજા ચામુંડ રાજશ્રી, પછે થયો મહી–મંડન[7]. ૬
શત્રુસ્રીયોના ચિત્તોને, જે ડા'યા તાપ આપવે;
ઈંદ્રને ભય દેનારા, જેના સેનાગ્ર[8]–ભાગ છે. ૭
પાણિ[9]–પદ્મે રહી જેના, શોભી આશ્રય કોશને[10];
અસિ–ભ્રમરની હાર્યેં, ભેદ્યા ભૂભૃત[11]–વંશને[12]. ૮

---

૧. હતો છતો પાઠ. ૨. જીતાએલા શત્રુઓથી છૂટી પડેલી. ૩. સેનાપતિ. ૪. મૂળમાં **सपत्राकृत** છે તેનો અર્થ આમ થાય–**सपत्राकरणं–सहपत्रेण पक्षेण सपक्षः तथा क्रियते. डाच्. कृ. ल्युट्. पक्षेण सह-शरवेधनरूपे अत्यंत व्यथने. कर्मणिक्तः सपत्राकृतः तथापीडितः ( श. स्तो. म. पृ. ११९८ )** તથાપિ સામાન્ય " પીડા પમાયેલ " એવો અર્થ પણ થાય છે. જેમકે **सपत्राकृत**=અત્યંત વ્યથા વાળું. ઘણું પીડાએલું. ( શ. ચિં. ) ૫. કચ્છ દેશ. ૬. કથા માત્રમાં બાકી રહ્યો અર્થાત્ મુવો. ૭. ઘરેણું. ૮. સેનાની હરોલીમાં ચાલનારો ભાગ. ૯. હાથરૂપી કમળમાં. ૧૦. મીયાંન અને કમળની કળિને આશ્રયે. ૧૧. રાજા અને પર્વત. ૧૨. વંશ અને વાંસ. ( ભ્રમરો વાંસને કોલી નાંખે છે એ પ્રસિદ્ધ છે. )

પછે પુત્ર થયો તેનો, રાજા મ્હોટો નૃપો વિશે;
નામે વલ્લભરાજશ્રી, કીર્તિ ત્રૈલોકયમાં લસે. ૯
જેના એવા કોકત્રાસે, કાયે કંપ થયો નક્કી;
તેથી માલવ-રાજાની; પડી અસિ કરે થકી. ૧૦
ઘેરતો શ્હેર વૈરિનાં, પરાક્રમજ આકરું;[1]
તેથી નામ વિશેષજ્ઞે,[2] જગત્કંપન એ ધર્યું. ૧૧
ન્હાનો ભાઈ થયો તેનો, રાજા રજતમો[3] વિના;
નામે દુર્લભરાજ શ્રી, યશ દુર્લભ જેહના. ૧૨
કાળા ખડ્ગે રાજ્યજેનું, સુરક્ષિત હતું સદા;
જેમ ભંડાર ભોયંગે,[4] ન ગ્રહાય પરે[5] કદા. ૧૩
સૌભાગ્યે ભાસતો જેનો, કર[6] અગ્રાહ્ય વસ્તુમાં;
પરદારા અને વિપ્ર-વસ્તુ જ્યાં પડતો ન ત્યાં. ૧૪
તેનો ભત્રીજ શ્રીભીમ, પૃથિવી-પતિ તે થયો;
થાય ત્રૈલોકયનું ઇષ્ટ, તેમાં જામાન જે થયો. ૧૫
ઠંડા-સ્વભાવના ખડ્ગ-મંડલે[7] નૃપ ભોજને;
હાસ્યવોણો[8] કર્યો જેણે, ચંદ્રે જેમ સરોજને.[9] ૧૬
એક ધારા[10]-પતિ જીત્યો, દ્વિધારી અસિ જેનિયે;
શું નવું શતધારાને,[11] જીતવા પણ શક્ત એ. ૧૭
ગુણવાન્[12]-ધનુષે જેના, ભાગતા ભોજને લહી;
છે આ ગુણી ગણી એમ, અશ્વથી પાડિયો નહી. ૧૮

---

૧. મૂળમાં **પુરુષ પૌરુષ** છે. તેનો અર્થ વિષ્ણુના જેવો પરાક્રમી થાય તેના કરતાં **પરુષ પૌરુષઃ** પાઠ હોય તો ઠીક લાગે છે કે જે **પરુષ**=આકરું એમ જગત્કંપન નામને બંધ બેસતું આવે. ૨. વિશેષ જાણનારાઓએ. ૩. રજોગુણ અને તમોગુણ વિનાનો. ૪. સર્પ. ૫. પરથી. ૬. હાથ અને કર. ૭. ખડ્ગનું મંડળ અને ચંદ્રનું મંડળ બંને ટાઢાં હોય. ૮. જીતાણો તેથી હસવું ભૂલી ગયો. ૯. ચંદ્ર સૂર્ય-વિકાસી કમળને બીડી દે છે તેમ. ૧૦. ભોજ. ૧૧. વજ્ર. ૧૨. ગુણી અને દોરીવાળા.

વે ક્ષત્રીશ જતાં વિષ્ણુ–પાશેં તેના સુતેં ફરી;
ધાવ્યની[1] સમ શ્રીકર્ણે, સસમુદ્ર ધરા ધરી. ૧૯
થયો એ ભૂપ પિતા જેવો, મ્હોટાં પરાક્રમો થકી;
તે થયો રમ્ય આકારેં, તો આત્મભૂ[2] સમો નહી. ૨૦
તે[3] કર્ણ પણ સ્ત્રીનેત્રો,– તણી ક્યાંયેં નથી રતિ;
તેથી જાણેં થાય તેની, પ્રવૃત્તિ કર્ણની[4] પ્રતિ. ૨૧
કર્ણ અર્જુનનું વૈર, તે કર્ણે પૂર્વનું સ્મરી;
જાણેં શું અર્જુન[5]–યશ, દેશપાર કર્યો ફરી. ૨૨
જેવા દશરથ શ્રીને, રામ તેવોજ કર્ણને;
જયસિંહ થયો પુત્ર, ગુણી જેતા[6] ત્રિલોકને. ૨૩

---

૧. મા મરી જાય અને જેમ ધાવ્ય પાળે તેમ. આ ઠેકાણે કા. નામાં **धात्रीं धात्री प्रपौत्रींच** અને પોતાનો, **धात्रीं धात्रीव तत्पुत्रः** એમ આપણા જેવો પાઠ A ( એક જુની પ્રત ) નો અને **धात्रीं पोत्रीव तत्पुत्रः** એમ C ( વ્રજલાલ શાસ્ત્રીના પુસ્તક ) નો એમ ૩ પાઠ લખ્યા છે. અને તેમાં C નો પાઠ પોતે સ્વીકારી તેનો અર્થ નોટમાં લખ્યો છે કે–**कर्ण**=સુકાન. **पोत्रीव** વ્હાણને જેમ. તેમાં **पोत्री** દ્વિતીયાંત જોયેં. એમ પોતે અભિપ્રાય આપ્યો છે. મને તો આપણો પાઠ ઠીક લાગે છે. તેમાં દ્વિતીયાંતની જરૂર નથી. વળી દૃષ્ટાંત લઇએ તો **कर्ण**=પાંડવોનો તેને ધાવ્યે=રાધાયેં પાળ્યો હતો. એટલે ધાવ્યને કેટલી ફીકર રાખવી પડે છે એ જેમ કર્ણ જાણતો હતો તેમ આ કર્ણ પણ તેટલી ફીકર રાખીને પોતાનો બાપ ગુરી જવાથી નધણીયાતી થયેલી પૃથ્વીને પાળતો હતો એમ લઈ શકાય. વળી **पोत्री**માંથી **इवपद** નીકળતું હોવાથી એમને એમ દ્વિતીયાંત કરી શકાય એમ નથી. તેમ **इवार्थ**માં **व** શબ્દ મુકી કિલષ્ટ કરવાનું કવિને ઈષ્ટ હોય એમ ધારી શકાય નહીં. ૨. કામદેવ અને પુત્ર. ૩. સ્ત્રીઓ કર્ણને જોઈ મ્હોઈ જાય છે એમ કહેવાને **नेत्रे कर्णांत विश्रांते** ( કુ. નં. ) એ વાતને દૃષ્ટાંતરૂપ લીધી છે. આંખ્ય કાન સુધી લંબાણી હોય તે ઉત્તમ ગણાય. ૪. કાન અને કર્ણ રાજા. ૫. ધોળો અને અર્જુન પાંડવ. ૬. જીતનારો.

હતો પરાક્રમેં શક્ર,–તુલ્ય બાળ–પણે પણ;
જેણે દાસ કર્યો ક્રોધેં, ક્રૂર ભૂપતિનો ગણ. ૨૪
સૌરાષ્ટ્ર–ભૂપ ખેંગાર, અપાર સ્વપરાક્રમ;
કથતો જે રણેં તેને, કર્યો સિંહેં કરી[1]–સમ. ૨૫
અસંખ્ય હરિ[2]–સેનાયેં, ફેંકી કે ભૂભૃતો[3] ધરેં;
બાંધ્યો સિંધુ–પતિ[4] જેણેં, અથવા જાનકી–વરેં. ૨૬
વ્હડતી શત્રુ–ભૂપોની, ભાળી ક્રોધી કરી ઉર;
શોષ્યો અર્ણોરાજ[5] જેણેં, અગસ્ત્ય–સમ સત્વર. ૨૭
અર્ણોરાજતણી તૂર્ણ,[6] વિષ્ણુયેં દુહિતા ગ્રહી;
આંણે[7] તો તેહને[8] દીધી, એ બેમાં ફેર[9] એ સહી. ૨૮
શત્રુનાં શીર્ષ કાપેલાં, જોઈ તેના પગો[10]–કને;
નામ્યું શંભરના[11] ભૂપે, પણ બ્હીનેં સ્વશીર્ષને. ૨૯
પ્રૌઢ લક્ષ્મી[12]–પતિ પોતેં, વળી અપરમાર[13] છે;
તેથી માર્યા માલવેશો,[14] જાતે જે પરમાર છે. ૩૦
નાંખી ધારાપતિ રાજ,–[15]શુકવત્ કાષ્ટ–પંજરેં;
રાખી કીર્તિ–રાજહંસી, જેણે કાષ્ઠા[16]–સુપાંજરે. ૩૧
જેણે ગ્રહી એક ધારા, નગરી નરવર્મની;
અશ્ર–ધારા[17] તો હજારો, સ્ત્રીઓને દીધી તેમની. ૩૨

---

૧. હાથી. ૨. ઘોડાં અને વાંદરાં. ૩. રાજાઓ અને પર્વતો. ૪. સમુદ્ર અને સિંધ દેશનો રાજા. ૫. સમુદ્ર અને નાગપુરનો રાજા. અગસ્ત્યે સમુદ્ર શોષવાની વાત પ્રસિદ્ધ છે. ( ભારત. વ. અ. ૧૦૨–૧૦૫. ) ૬. એકદમ. ૭. આ જે અર્ણોરાજ તેણે અથવા આંણા નામનાયેં એમ પણ અર્થ કરાય. ૮. જયસિંહને. ૯. લીધી અને દીધી એ. ૧૦. જયસિંહના પગ આગળ. ૧૧. મૂળમાં **शाकं भरीश** છે. ૧૨. વિષ્ણુ. રાજા વિષ્ણુ ગણાય છે. ૧૩. શત્રુઓને મારનારા અને પરમાર નહીં એવા. ૧૪. માળવાના રાજાઓને. ૧૫. રાજ પોપટની પેઠે. ૧૬. દિશાઓના બનેલા પાંજરામાં. ૧૭. આંસુની ધારા. એક ધારા લઈને હજારો ધારા દીધી એવા ઉદ્ગાર.

બ્હીતા રે'તા નિત્ય જેના, ધારાધ્વંસ પ્રસંગથી;
મહોબક–પતે દંડ, દીધો મ્હેમાનિ મિષથી. ૩૩.
લેવા અમૃતવત્ ઇચ્છી, ધરા જે વેરિયેં મને;
કર્યો જેના ખડ્ગયુક્ત, બાહુયે રાહુ[1] તેમને. ૩૪
સ્વામી કુમારવત્ જેને, માંનિયો શક્તિમાન્[2] ધ્વજ[3];
તે કુક્કુટ[4]–ધ્વજ હતા, આ તો છે મયૂર[5]–ધ્વજ. ૩૫
વિશ્વમાં જે એક–વીરેં, જે ન ઝીત્યો ન ભૂપ તે;
દિશા એવી નથી કોઈ, શોભી જેના યશેં ન જે. ૩૬
છે ગણેશની વત્ જેને, પુષ્કરાગ્ર[6] વૃષસ્થિતિ[7];
હાથ આવ્યો આજ્યસાર,[8] લાડૂવત્ ગૌડ[9] ભૂપતિ. ૩૭.
રાક્ષસેંદ્ર[10] બાબરાને, બાંધ્યો જેણે સ્મશાનમાં;[11]
તેથી ઠર્યો સિદ્ધરાજ, લોકોના અરકાનમાં.[12] ૩૮
મેલું કરેલું જે પૂર્વે, સંગ્રામેં રજ ઊડિને;

---

૧. જેમ રાહુનું માથું કાપ્યું હતું તેવો કર્યો. રાહુ નામનો દૈત્ય અમૃત લેવાની ઇચ્છાથી દેવતાઓમાં ચંદ્ર સૂર્યની વચ્ચે ઘુસી ગયો હતો તે તેઓએ કહી દેવાથી મોહિની રૂપ વિષ્ણુએ તેનું માથું કાપી નાંખ્યાની વાત ભાગવત સ્કં. ૮ અ. ૯ માં છે. ૨. સાંગ અને પરાક્રમ. ૩. સારો. ૪. કુકડાના ચિત્રવાળી ધજાવાળા. ૫. રત્નનગરીનો રાજા જે મહાપરાક્રમી હતો તેના જેવો. ૬. સૂંઢયનું અગ્ર અને તરવારનું ફળું. ૭. બળદ અને ધર્મ. ૮. (ઘી) નો સાર જેમાં છે. અને લઢાઈમાં અસાર. ૯. ગોળનો અને ગૌડ (મધ્ય બંગાળા) દેશનો રાજા. ૧૦–૧૧. મૂળમાં **बर्बर** છે તેનું અપભ્રંશ બાબરો છે. અ-થવા બાબરાનું સંસ્કૃત **बर्बर** કર્યું છે. સિદ્ધરાજે સ્મશાનમાં વશીકરણ મંત્ર સાધી બાબરાભૂતને વશ કરવાની વાત વનરાજ ચરિત્રમાં છે. મૂળમાં **बद्ध:** છે એથી "બાંધ્યો" રાખવું પડયું છે. પણ બાંધ્યો ને બદલે "સાંધ્યો" પાઠ હોય તો બહુ ઠીક પડે. મૂળમાં **यातु धानेंद्र** છે તેથી રાક્ષસેંદ્ર લખ્યું છે પણ ખરૂં તો રાની લોકોનો મુખી હોવો જોયે. ૧૨. મંડળમાં.

ધોયું અંબર[1] તે પાછું, જેણે લોઢેથી[2] કીર્તિને. ૩૯.
મહીમંડળનો ભાનુ, તે લોકાંતરમાં[3] ગયો;
પછી કુમારપાળથી, પ્રજા-રંજન-કૃત્ થયો. ૪૦
સ્વર્ગે જતા પ્રથમના, પૃથ્વીશ પૃથુ આદિયે;
પોતાના ગુણ-રત્નોની, સોંપી થાપણ જાણિયે. ૪૧.
નહીં માત્ર મહીપાલો, બાણોયે સમરાંગણ;
લોક-વ્યાપિ-ગુણે જેણે જીતિયા પૂર્વજો[4] પણ. ૪૨
વીત-રાગ[5]-રતિ જે તે, ત્યજતો મૃત-દ્રવ્યને;
તે નૃદેવનું દેવોવત્, અમૃતાર્થિપણું[6] બને. ૪૩
નાહેલી અસિ[7]-પાણીયે, વીરોતણીજ શ્રી ગૃહી;
નિર્વીરોની આંસુ-નીર, ધારે ધૌત[8] ગ્રહી નહી. ૪૪
રણમાં પગલાં જેણે, દીધાં શૂરોની સન્મુખ;
તથાપિ તેની સ્ત્રીઓથી, અવળુંજ કર્યું મુખ. ૪૫
હૃદે પેઠેલ યદ્બાણે,[9] ક્લિષ્ટ[10] જાંગલિ-ભૂપતે;
ધુણાવ્યું શીર્ષને અન્ય, વિવેચક[11] જને બધે. ૪૬

---

૧. આકાશ અને વસ્ત્ર. ૨. કીર્તિના લોઢ ( મોજા ) થી. ૩. અસ્ત થયો એટલે મરી ગયો. ૪. રણમાં બાણવડે રાજાઓને જીત્યા એટલુંજ નહીં પણ ગુણવડે પૂર્વજોને પણ જીત્યા. એટલે પૂર્વજોથી સવાઈ થયો. ૫. **वीता रागे रतिर्यस्य** તથા **वीतरागेषु रतिर्यस्य.** આ છેલ્લા વિગ્રહથી તે વીતરાગ ( જૈન ) ધર્મમાં પ્રવૃત્ત થયો એમ ભાન થાય છે. ( કા. ) ૬. **अमृतस्य अर्थोऽस्य तत्त्वं** તથા **मृतार्थोऽस्य तत्त्वं: नमृतार्थिता अमृतार्थिता.** અમૃતને ઇચ્છનારપણું તથા મૃતદ્રવ્ય જેને નથી તે પણું. ૭. તરવારના પાણીથી. ૮. ધોયેલી. આમાં **स्नात** અને **धौत** માં સારસ્ય એ છે કે ન્હાવાથી બહુ સ્વચ્છ ન થયેલી તો પણ તે ગ્રહી. અને ધોવાયાથી બહુ સ્વચ્છ થાય તો પણ તે ન ગ્રહી. ૯. જે કુમારપાળના બાણવડે. ૧૦. ક્લેશ યુક્ત એવા. ૧૧. બીજા ત્રાયત માણસો બધાયે.

જે[1] નમાવ્યું નહીં ગર્વે, પ્રકાશિત મણિ ભર્યું;
કોંકણેશનું તે શીર્ષ, જેણે કણિકણી કર્યું. ૪૭
મસ્તકો ભૂપ બલ્લાલ,–મલ્લિકાર્જુનનાં રણે;
જયશ્રીનાં સ્તનો જાણે, જેણે પ્રેમે ગ્રહ્યાં ક્ષણે. ૪૮
લૈ લીધા હાથી એ જેણે, જીતી દક્ષિણ ઇશિને;
તેના [2]યશેથી કરશું, વિપત્તિ વેણું વિશ્વને. ૪૯
વિહાર[3] કરતા જેણે, વૈરિસ્ત્રી–કુચ–મંડળ;
ઊંચા વિહારવાળું[4] આ બનાવ્યું મહિ–મંડળ. ૫૦
લાગે પગે તૃણ[5]–મુખ, ભૂપોયે પશુયે તથા;
માગ્યાથી શું ગ્રહ્યું જેણે, અહિંસા વ્રત સર્વથા. ૫૧
અજેપાળ[6] થયો રાજા, કલ્પવૃક્ષ–સમો પછે;
જેણે અકિંચનો[7] વેણી, કાંચને મહિ કીધી છે. ૫૨
મત્તમાતંગની સાથે, હેમની માંડવી[8] ગ્રહી;
જાંગલેશ્વર પાશેથી, જેણે પાદ ગળે દઈ. ૫૩
ધિક્કારે રવિને તેજે, ભાર્ગવે[9] તુલ્ય આકરા;[10]
જેણે ધોઈ ક્ષત્રિ–રક્તે, અર્પી શ્રોત્રિયને[11] ધરા. ૫૪
નિત્ય દેનાર દાનોનો, નૃપોને નિત્ય દંડતો;
વરતો નિત્ય નારીઓને, સમ ત્રિગુણ[12] જ્યાં હતો. ૫૫

---

૧. જે માથું. ૨. આંહી મૂળમાં ખુબી છે–**द्विपद्वयं** એ પદ બંને શ્લોકાર્ધને છેડે આણવા સારૂ એકના બે હાથી અને બીજામાં **नश्य द्विपद्वयं** એમાં **नश्यद्विपद्** અને **वयं** એમ બે પદ જુદાં કર્યાં છે. પહેલું વિશ્વનું વિશેષણ અને બીજું **करिष्यामः** ( કરશું ) નો કર્તા છે. ૩. હાર વગરનું. ૪. જૈન મંદિર. ૫. દાંતે તરણું લઈને. ૬. અજયપાળ. ૭. ગરીબો. ૮. મંડપિકા. અંબાડી. ૯. તે પરશુરામની તુલ્ય છે કેમકે આકરા તેજે જે સૂર્યને ધિક્કારે છે, અને ક્ષત્રિયોના લોહીથી ધોયેલી પૃથ્વી વૈદિક બ્રાહ્મણોને દીધી. ૧૧. **श्रोत्रियत्रां** એ પાઠ ઠીક છે. ૧૨. ત્રિવર્ગ–દાન દેવાં એ ધર્મ, રાજાઓને દંડવા એ અર્થ. અને સ્ત્રીઓને વરવું એ કામ.

ધરેલે રાજ્ય-નેપથ્યે, ગયે તે ઈંદ્રની વત;
લાવ્યો જયંતનો વેષ, મૂળરાજાખ્ય તત્સુત. ૫૬
ચપળાઈથી બાલત્વે, રીંખતાંજ રણાંગણે;
તુરુષ્ક[1] રાજાની સેના, વીખેરી નાંખી જેહણે. ૫૭
જેણે[2] કાપેલ મ્લેચ્છોનાં, મસ્તકાસ્થિ-ભર્યું સ્થળ;
જોઈ પિતા હિમાદ્રિને, ન[3] સ્મરે અર્બુદાચળ. ૫૮
તે કલ્પવૃક્ષનો કોંટો, ઉખેડ્યો વિધિયે દ્રુત:
ત્યારે તેનો લઘુ-ભ્રાતા, ઊપડ્યો ભીમ[4] ભૂપત. ૫૯
કદાપિ તુલ્ય આ ભીમ, બકારિ[5] ભીમસેનની;
બને ન જે રાજહંસ, દમનાર બડો બની. ૬૦
ધીરે ધીરે મંત્રિયો ને, માંડલીક નૃપો બળી;
રાજ્ય તે બાળરાજાનું, વ્હેંચી લીધું બધા મળી. ૬૧
તે પછે અન્યશાખાનો, એજ સોલંકિ વંશની;

---

૧. યવન રાજા ( શાહાબુદ્દીન ). ૨-૩. મ્લેચ્છોનાં મસ્તકનાં હાડકાંનો હિમાલય જેવડો મ્હોટો ઢગલો થયેલો છે. હિમાલય ધોળો છે તેથી તેનો પુત્ર અર્બુદાચળ પોતાનો પિતા હમ્મેશ પોતાની પાસે જ છે એમ માને છે તેથી તેનું સ્મરણ કરવાની તેને જરૂર પડતી નથી. આબુ હિમાલયનો પુત્ર છે અને તેને વસિષ્ટઋષિ પોતાની ગાયો જેમાં પડી ગયેલી તે ખાડો બુરવા લાવ્યા હતા એમ અર્બુદ પુરાણમાં છે ( કા. ) સિદ્ધરાજ રોજ એક મ્લેચ્છને મારીને અનાજ ખાતો એવું વર્ણન રાજમંડલમાં છે. તેનાં હાડકાંનો આ ઢગલો થયો હતો. ૪. ભોળો ભીમ. ૫. ભીમસેન પાંડવ બકનો ( બકાસુરનો ) શત્રુ=મારનાર છે. અને આ ભીમ રાજહંસ ( હંસ અને રાજાઓ ) નો દમનાર=નિયમમાં રાખનાર છે તેથી તેને તેના જેવો કેમ કહી શકાય ? ( બકાસુર-એકચક્રાનગરી પાસેના નેતરના વનમાં રહેતો અને તે જટાસુરનો દીકરો હતો તેને બ્રાહ્મણના વારામાં (કેમ કે તે રોજ વારાફરતી એક માણસને ખાતો તેમાં ) ભીમે પોતે જઈ માર્યો. ઈત્યાદિ વાત ભારત આદિ પર્વ અ. ૧૬૩-૬૪ માં છે.

ખમી શક્યો ન આ વેર, અર્ણોરાજ ધરાધણી.[1] ૬૨
બેટો ધવલનો[2] તોયે, તેણે કૃષ્ણ સમો થઈ;
કર્યો આરંભ આ દેશ, અકંટક થવા ચહી. ૬૩

દાવાનલ–સમા દુષ્ટો, જે જ્વાળાસિથિ[3] વ્યાપિયા;
તેના ખડ્ગ–સમા મેઘે, સઘળે તે સમાવિયા. ૬૪

હૈમી[4] કાંતિ ગોતતા ને, દેતા ઉદ્વેગ વૈરિને;
એ પ્રતાપ–યશે જેના, કરી વ્યાપ્ત ત્રિલોકિને. ૬૫

જન્મથી માંડિ મંડેલો, તોયે ધ્રાયો ન યુદ્ધથી;
કર્યું સ્વ–શૌર્ય–વ્રતનું, ઉદ્યાપન[5] સ્વ–પ્રાણથી. ૬૬

તત્પુત્ર જેની કીર્તિના, પતાકા અંબરે અડે;
પ્રાસાદ[6] શૌર્ય–સંપત્નો, શ્રી લાવણ્યપ્રસાદ છે. ૬૭

જેમ ચંદ્રવડે વ્યોમ, જેમ જંગલ સિંહથી;[7]
રમ્ય ને અનતિક્રમ્ય, થયું તે કુળ જેહથી. ૬૮
હણ્યો જેણે ખડ્ગ[8]–દંડે, નડુલ સ્વામિને દૃઢ;

---

૧. રાજા. ૨. ધવળ–ચૌલુક્ય વંશમાંથી ઉતરેલો, અર્ણોરાજનો પિતા. જેના નામ ઉપરથી ધોળકા થયું છે. ધોળક વંશ સ્થાપનાર. અને બીજા અર્થમાં ધોળો તેનો પુત્ર, તોયે કાળા સરખો ( શ્રી કૃષ્ણ સરખો ) પરાક્રમી. ૩. જ્વાળા રૂપી તરવાર વડે. મૂળમાં **हेति** શબ્દ છે. એવો ( જ્વાળા અને તરવાર બંનેનો અર્થ કરનાર ) શબ્દ ગુજરાતીમાં કયાંથી કહાડીયે? ૪. હેમની અને હિમની. ૫. સમાપ્તિ. ( પોતાના પ્રાણ આપીને અર્થાત્ મરી ગયો.) ૬. શૌર્યની સંપત્તિના મંદિર રૂપ. ૭. એક પુસ્તકમાં **मृगेंद्र**, બીજામાં **पारींद्र** અને કા. નામાં **वारींद्र** છે. અમારાં બે પુસ્તકનો તો એક જ અર્થ છે. **वारींद्र** ના બે અર્થ થાય. સમુદ્ર અને વરુણ. તે બંનેથી વન **अनतिक्रम्य** ન થાય અને સિંહથી થાય માટે **पारींद्र** અને **मृगेंद्र** પાઠ ઠીક છે. ૮. તરવાર રૂપી દંડ.

જાણે શું પડઘે તેને, કંપે અદ્યાપિ ભૂભૃત.[1] ૬૯
તેના સુરાજ્યમાં ક્યાંહી, ન પીડા તસ્કરો કરે;
તે પોતે ઉલટો કીર્તિ, શત્રુ–ભૂપોતણી હરે. ૭૦
દશાસ્ય[2] લંકને જેમ, દમિયાં રામ–લક્ષ્મણે;
તેજ[3] જેના નિષ્કલંકી, ભુજનું શત્રુને દમે. ૭૧
પુંડરીક[4] ધરી એક, રાજહંસ[5] અનેકશ;
ચાલી સેના–નદી જેની, ખેંચી ક્ષીણ અરિ–યશ. ૭૨
સામંતરૂપી ગોષ્ઠશ્વા,[6] ભસે ચોમેરથી પણ;
જે ભૂપ–હસ્તિની લીલા, ગતિ–ક્ષતિ ન થૈ ક્ષણ. ૭૩
મંદરાચલવત્ આગે, ઊભેલો જોઈ નિશ્ચલ;
પાશે જેને પણ ફર્યો, પાછો ધારેશ[7]–સાગર. ૭૪
ઘણું દક્ષિણ–રાજાનું, સૈન્ય પ્રાક્રમ સ્વલ્પ છે;
તેથી ઉલટા[8] જે સાથે, તેથી તે લડવું તજે. ૭૫
તેનો શ્રીવીર ધવલ, વીર–શીર્ષ–મણિ તન;
યુદ્ધ પણછને શબ્દે, તેડે છે જે જયશ્રીને. ૭૬

---

૧. રાજાઓ અને ડુંગર. ૨. આ મૂળ શ્લોકમાં ભંગ શ્લેષથી બે અર્થ કર્યા છે. (અભંગ શ્લેષ હોય તો ખ્હોચાય) તે આ રીતે–**दांता अरिदशा येन तत् दांतारिदशं** તે તેજનું વિશેષણ છે. **नास्ति कलंकं ययोस्तौ अकलंकौ तयोः** ભુજનું વિશેષણ છે. **अरिश्चासौ दशमस्तकश्च स च लंका च अरिदशमस्तकलंके, दांते अरिदशमस्तकलंके याभ्यां तयोः दांतारिदशमस्तकलंकयोः** રામ લક્ષ્મણનું વિશેષણ છે. અન્વય– જેમ દશાસ્ય=રાવણ. અને લંક=લંકાને રામલક્ષ્મણે દમીયાં=દમ્યાં (તેમ) જેના નિષ્કલંકી ભુજનું તેજ શત્રુને દમે (છે). ૩. "તેમ" નો અધ્યાહાર છે. ૪. કમળ અને ધોળું છત્ર. ૫. હંસ અને રાજાઓ. ૬. અદેખા અને ગોવાંદરનાં કુતર્યો. ૭. ધારાનગરીના રાજા રૂપી સમુદ્ર. ૮. સૈન્ય થોડું અને પરાક્રમ મ્હોટું. એવા રાજાની સાથે.

તે કાચ–તુલ્ય સુતમાં, તે પિતા પ્રતિબિંબિત;
ભાળે છે નિજને છે જે, અશેષ ગુણ–ભૂષિત. ૭૭
જેમ બાહુવડે શૂરો, જેમ દંતોસળે કરી;
તેમ તે વંશ અજીત, થો તે તાતસુતે કરી. ૭૮
વિશ્વને હર્ષ દેનારા, તે સુતે નિત્ય દાનથી;
કર્યો સમૃદ્ધ જનનો, સમૂહ વળિ તાન[1]થી. ૭૯
શત્રુ–બાણ–ઘાત–જાત, જળોયે ઊંચોં નીચોં થૈ;
એવી જેની છાતિયેંય,[2] ઇચ્છે વીરશ્રી વાસ રૈ. ૮૦
શત્રુના મસ્તકો સ્હોતાં, જેણે રણ–સરોવરે;
પુંડરીકો[3] અહ્યાં જાણે, કંદ સ્હોતાં કરીશ્વરે. ૮૧
વૈરી નૃપોના શરના પ્રહારે, પડી ઉઠયો જે રણભૂ મુજારે;
ગંભીર[4]–વીરેંદ્ર–બલાબ્ધિ–તાગ,આવ્યો અહી શું તરિને સુભાગ. ૮૨
હવે સમે એક સુવિશ્વ[5]વ્યાપી,–મહા પ્રતાપી રિપુ–સંઘ–તાપી;
આબાદ નીતિ મતિ ગત્રિબાદ, જાગ્યો નૃપશ્રી લવણપ્રસાદ. ૮૩
તેડયા ઉઠી ભૂપ–શિરોમણિયે, કુમારના પુત્રજ તે ઘડીયે;
જોયેલું છે જે નિશિમ્હાય પોતે, કેવા વડાગોરકને બધું તે. ૮૪
પધારી[6] સોમેશ્વર દેવ ધીશ,[7] કલ્યાણ બોલ્યા નમતાં મહીશ;
પ્રસન્ન[8]–મૂર્તિ નૃપકેરી આગે, બેઠા મળ્યે આસન રમ્ય જાગે. ૮૫
સન્માનિ તેને લવણ પ્રસાદે, લાવેલ જે શંભુતણે પ્રસાદે;
સ્વપુત્રને રાખી સમીપ આમ, તે સ્વપ્ન માંડયું કથવા તમામ. ૮૬

---

૧. ગાયનનો એક જાતનો સ્વર. ૨. છાતીયેં પણ. ૩. કમળ અને ધોળાં છત્ર. છત્રની નીચે જેમ માથાં તેમ કમળની નીચે કંદ. ( છત્રદંડને ઠેકાણે કમળ-નાળ ) ૪. આ શ્લોકમાં બંને પુસ્તકમાં તથા કા. માં પણ **लब्धैरगाधं** પાઠ છે પણ **लब्धैः** નું વિશેષ્ય કાંઈ નથી તેથી કા. એ સૂચવેલો **लब्धेवगाढं** પાઠ ઠીક લાગે છે તેથી તે લીધો છે. સેના રૂપી સમુદ્રનો તાગ લઈ ને જાણે પાછો ઉપર તરી આવ્યો હોય એવો લાગે છે. ૫. પ્રતાપનું વિશેષણ છે. ૬. પધારીને. ૭. બુદ્ધિના ધણી. ૮. રાજાનું વિશેષણ છે.

જાણેં હું વિદ્યાધર–સુંદરી જયાં, ગુફાતણા બારકને રમે[1] ત્યાં;
ચ્હડયો મહાદેવ તણે મહાન, કૈલાશ–શૃંગે અતિ દીપ્યમાન. ૮૭
એહેલ જે રત્નનીં ઓટલીયે, દેહાર્દ્ધ–ધારી નિજ સુંદરીયે.
પ્રસન્ન વક્રાબ્જ[2] જગત્પિતાને, લાગ્યો હું શ્વેતાબ્જથીં[3] પૂજવાને. ૮૮
સંપૂર્ણ પૂજા કરી શંભુની હું, સમાધિ મુદ્રા પછિ જ્યાં ચ્હડાવું;
આગે ત્યવે પૂનમરાત્રિ જેવી, મૂર્તિમતી કોક નિહાળીં દેવી. ૮૯
છે શ્વેત ચંદ્રેસમ વક્ર જેનું, છે શ્વેત ટીલું[4] પટ[5] શ્વેત તેનું;
ધારી કરાગ્રેં શુભ શ્વેત–માળા, જોઈ થયો વિસ્મિત એહ બાળા. ૯૦
છો કોણ? કોની? કથ્ય આંહિ કેમ? આવેલીં તેને કહું જ્યાં હું એમ;
ત્યાં તો વદી[6] તે મુજ પ્રત્ય આપેં, દંતાંશુયે[7] શું સિતછત્ર આપે. ૯૧
હે વીર! વૈરિ–નૃપસૈન્ય–હસ્તી, તણાં શિરો:ત્રોડચ ધારી મસ્તી;[8]
શત્રુ–બળેં દુઃખીં થતી ઘણેરી, છીં લક્ષ્મીં હું ગુર્જર રાજકેરી. ૯૨
સ્વર્ગેં ગયા તે સહુ ગુર્જરેંદ્ર,[9] અરે હણ્યા તે રિપુયેં ગજેંદ્ર;
જે ભૂભૃતોને[10] દળવા સુપાસ, છે મૂજ તેને ભુજ[11]–દંતવાસ. ૯૩
જે ચક્રવર્તી–પદ–ધારિ હાલ, છે આંહિ તે શક્ત ન જેથીં બાળ;[12]
નિવારવા શત્રુ–ચમૂ[13] અપાર, દીવો યથા એક તટાંધકાર.[14] ૯૪
જે મંડલીકો વળિ મંત્રિયો છે, ન ત્યાં ક્રમેં[15] માત્ર પરાક્રમો[16] છે;

---

૧. રમે છે તેથી અતિ દીપ્યમાન. શૃંગનું વિશેષણ છે. ૨. પ્રસન્ન છે મુખ કમળ જેનું. ૩. ધોળાં કમળથી. ૪. ધોળું ટીલું. ૫. વસ્ત્ર. ૬. બોલી. ૭. દાંતની કિરણોથી જાણે ધોળું છત્ર આપતી હોય. ૮. મૂળમાં **चंड** છે તેનું આકરો અને તેનું મસ્તીમાં આવેલો. ૯. ગુજરાતના ધણી (રાજા) ૧૦. રાજાઓને તથા પર્વતોને દળી નાખવામાં સારી રીતે પાસ થયેલો. ૧૧. તેઓ (રાજાઓ તથા હાથીઓ) ના ભુજ અને દંતોસળમાં. ૧૨. ભોળો ભીમ. ૧૩. સેના. ૧૪. કાંઠા ઉપરનું અંધારૂં અથવા ખેતરમાંનું અંધારૂં. (જ્યાં પવન વિશેષ હોય.) ૧૫. કામમાં કોઈ જાતનો ક્રમ પણ નથી. ૧૬. માત્ર પ-રાક્રમ કરી જાણે છે.

છે કામના સ્વામિની સ્ત્રી[1] હુંમાંયે, જેનેજ તેનો શું ઉપાય થાયે. ૯૫
એવો નથી કો નર હસ્તધારી,[2] લે જે બુડેલી મુજનેંજ તારી;
એતો સહૂ સંપત સો પ્રકારે, હથેળવા સજ્જન કેરી ધારે: ૯૬
ન[3] ગોર છે કો સમ આમશર્મે, જેણે હુંને ઢાંકી સુધર્મવર્મે;[4]
ગયોજ મુંજાલ[5]–સુતે અદર્પ,[6] જેણે કર્યાં મંત્રથી[7] ક્ષત્રિ–સર્પ. ૯૭
રાઠોડ–વંશી ન[8] પ્રતાપમલ્લ, હતો હરિવત્ રણ એક મલ્લ;
જેથી ખમાતો ન અરિ[9]–કરીનો, ગંધેય[10] ગંધેભનિ[11] જેમ તીનો. ૯૮
દશા જગદ્દેવ વિના નઠારી, પરોની[12]વત્ થૈ નિજનાથી મ્હારી;
જે દ્વાર–રક્ષા કરતો[13] જ્યહાં ત્યાં, પેઠો ન શત્રુ પુરી ગુર્જરીમાં. ૯૯
પામેલ જે વેદ–સમુદ્ર–પાર, તે ગોર જે નામ ધરે કુમાર;
કો આજ જે ચેદિ–નૃપાળ–શ્રીને,[14] મ્હારી સપત્ની[15] કરશે વિના તે. ૧૦૦

---

૧. હું જે તેઓના સ્વામી ( ધણી ) ની સ્ત્રી છું તેમાં પણ તેઓની કામના છે. ૨. હાથ વાળો. ૩. આમ નામના ગોર જેવો કોઈ ગોર પણ હવે નથી. ૪. સારા ધર્મરૂપી બખતર વડે. ૫. મુંજાલનો પુત્ર પણ. ૬. ગર્વ વગરના. ૭. વિચારશક્તિ તથા અમુક અક્ષરોના સમુદાય. ૮. નથી. ૯. શત્રુરૂપી હાથી. ૧૦. ગંધ હસ્તીની પેઠે. **यस्य गंधं समाघ्राय न तिष्ठंति प्रतिद्विपाः॥ तं गंधहस्तिनं प्राहुर्नृपतेर्विजयावहं ॥** કો. માનું આ વચન મૂળ અર્થથી વિરુદ્ધ દેખાય છે. આમાં ગંધહસ્તીનો ગંધ બીજા હાથીઓ સહન કરી શકતા નથી એમ છે અને મૂળમાં ગંધહસ્તી બીજા હાથીનો ગંધ સહન કરી શકતો નથી ( **गंधोऽपि मत्तारिमतंगजानां गंधद्विपेनेव न येन सेहे** ) એમ છે. પણ **शमयति गजानन्यान्गंधद्विपः कलभोऽपि सन्** એ (આપ્ટે પૃ. ૪૫૦) વચન કાંઈક મૂળના અર્થને સમર્થન આપે છે. કેમકે તેમાં ગંધદ્વિપ બીજા હાથીઓને સમાવે છે. એટલે પોતાનો ઉગ્ર ગંધ હોવાથી તે નબળા ગંધ વાળાને જોઈ શકતો નથી તેથી તેને શાંત પાડી દે છે. જેમ બળિયો માણસ નિર્બળ માણસ પોતાની સામો આવે તેને ખમી શકે નહીં એમ. જેમ ભીષ્મની સામો શિખંડી. ૧૧. પારકાઓની પેઠે. ૧૨. છડીદારની પેઠે સાચવતો. ૧૩. ચેદી દેશના રાજાની દોલતનો. ૧૪. શોક્ય.

અંધારૂં જ્યાં રે'તું ન મૂળરાજ,—વંશીય પૃથ્વીપતિ—તેજથીજ;[1]
તે ભૂપની ઊઝડ તે પુરીમાં, દીસે ન દીવો પણ જ્યાં નિશામાં. ૧૦૧
જે નિત્ય રાત્યેં પુરી રે'તી ગાજી, હાથી નગારાં ફરતાંથી ઝાઝી;
પાડે બરાડા નિશિ[2] એકલી તે, શીયાળ શબ્દે પુરી ગુર્જરી તે. ૧૦૨
મુખોવડે ખેલતી નારિઓનાં, સરોજ સદ્‌ભાવ સદા હતો જ્યાં;[3]
અનાથ થૈ તે સર આંસુ ઢાળે, વાયેં હરાતાં જળબિંદુ આળ્યેં.[4] ૧૦૩

મૂંડાવી મૂંડ્ય નિત ખંડિત[5] વૃક્ષ ખંડે,
ઝીલ્લો પડયેથી થઈ કુંડળવેણિ પંડ્યેં;
ત્યાગી બધા વિષય ગુર્જર—રાજધાની,
ભોગી થઈચિ વિધવા—વત્ દીનતાની.[6] ૧૦૪
તેથી સ્વચક્ર[7] પરચક્ર[8] વડે હરાતાં,
બાકી રહેલી મુજને તું બચાવ્ય જાતાં;
શત્રુ હણી કર્યું અમાનુષ તે ચરિત્ર,
યોગ્યત્વ મેળવિયું છે જગમાં પવિત્ર. ૧૦૫
જે દૈત્ય[9]—ભૂમિપતિ ભારથિ ભાંગશે શું,
એવું થયેલ મહિમંડળ ઉદ્ધર્યું[10]તું;
એકેજ[11] વિશ્વપતિયેં ફરિ ઉદ્ધરે તું,
હે વીર ! વીરધવલાખ્ય સુતેં સમેત. ૧૦૬
તે આમ કામ કહિને સહસાજ બાળા,
પ્હેરાવી કંઠ મુજ ઉજ્વળ પુષ્પ—માળા;
નિદ્રાની સાથ્ય મુજ ક્યાંકજ ચાલી ગૈ તે,
એ શું હશે મુજ કહો કહી વાત થૈ તે. ૧૦૭

---

૧. રાજાના તેજથી. ૨. રાત્યમાં. ૩. તળાવમાં. ૪. મશે=મ્હાને. ૫. કપાઈ ગયેલાં. ૬. વિધવાની પેઠે દીનતા ભોગવે છે. ૭. પોતાના દેશની ફોજ. ૮. પર રાજાની ફોજ. ૯. દૈત્ય રાજાઓના. ૧૦. ઉદ્ધાર્યું હતું. ૧૧. શ્રી વિષ્ણુયેં.

જે વિષ્ણુ–તુલ્ય વળિ વીરજ એક જે છે,
તે આમ ઓચરિ રહે પછી ગોર કે' છે;
આ સ્વપ્ન અર્થની ઉદાંઢળતા[1] બતાવે,
તેથી તમારી–સમ વર્ણનમાં[2] ન આવે. ૧૦૮

રાજા! ન અન્ય ગણું ધન્ય સમા તમારા,
છો વૈરી–વીર–ભુજ–વૈભવ–ભાંગનારા;
પાંશે[3] નમેલ પરને ન અડે કદી જે,
પોતે વરેચ હરિની સમ શ્રી તુંને તે. ૧૦૯

ઉત્પત્તિ આપતણી છેજ અતુલ્ય–વંશે,
મર્યાદ જે કુળની કો ન બધે પ્રશંસે;
થાતાંજ દુશ્ચરિત આગળ આવી[4] બેસે,
પાછા હઠ્યે રણથી પાછળ ઠેલ[5] દેશે. ૧૧૦

ભાનુ જયવા રણ તમે લડવા ચ્હડો જ્યાં,
આવે ન સામું અરિ–લશ્કર છાંય[6]–વત્ ત્યાં;
જાવા દિશાંત[7] ભણી ભાગીજ દીપ જેમ,
બીડેચ મંડલિક પંડચનું તેજ તેમ. ૧૧૧

આણીચ બાંધી નિજના સુ–વડા ગુણોયે,[8]

---

૧. કંજુસપણા વગર. ૨. તારૂં જેમ વર્ણન કરી શકાય નહીં તેમ. ૩. પાસે આવીને નમે તોપણ તે બીજાને. ૪. કુળમર્યાદા આગળ આડી આવી બેસે એટલે દુરાચરણમાં આગળ વધવા દે નહિ. ૫. પાછળ રહીને ઠેલે એટલે રણમાંથી પાછા હઠવા દે નહીં. ૬. છાયા જેમ સૂર્યની સામી થાય નહીં તેમ. ૭. શત્રુઓ દિશાના અંત તરફ ભાગી જવાને ઇચ્છિતા સૂર્યની આગળ દીવાની પેઠે ઝાંખા પડે છે. કા. માં **દૃશાંત** પાઠ છે તે દીવાનું વિશેષણ થાય પણ દીવા વાટચને છેડે આવવા ટાંણે ઉલટા વધુ પ્રકાશવાળા થાય છે. ૮. ગુણ અને દોરડાં. મોટા ભડ લોકોએ ભોગવવા યોગ્ય આ રાજ્યલક્ષ્મી તે તારા પોતાના ગુણવડે બાંધીને આણી છે તો તે હવે હે સુંદર મૂર્તિવાળા સારા મંત્રિવર દીપાવ્ય–એમ અન્વય છે.

આ રાજ્ય-લક્ષ્મીં ઉપભોગ્ય વડા ભડોયેં;
દીપાવ્ય મંત્રિવરથી વરમૂર્તિ ! સદ્ય,
પાછી ન જાય રહીં જે તુજ ખડ્ગ[1] મધ્ય. ૧૧૨
ગર્વિષ્ટ-આહુધર ભૂપતિ મેળવે શ્રી,
નીતિથીં મંત્રિગણુ તે ફરી કેળવે શ્રી;
પેદા કરે મણિ સમુદ્ર બહુ પ્રકારે,
તેને તથાપિ મણિકાર જનો સુધારે. ૧૧૩
પ્રેર્યો હરિ-સમ ચરિત્ર કરી પવિત્ર,
આપેંજ[2] વીરધવલાખ્ય બળી સ્વપુત્ર;
જોડ્યો ભૂભાર હરવા વિધિયે વળી જે,
મંત્રી પવિત્ર મળવા મન ગોઠવે તે. ૧૧૪
પછીં દશરથ જેવા, પ્રાતમાં તેજ ભૂપ,
તજી શયન પ્રભાતેં, પુત્ર તે રામરૂપ;
ગુરુ અતુલિત મૂર્તિ, ગુર્જરેનાજ તેજ;
સહુ બહુ-બળ ભિડ્યા, સાધવા કર્મ એજ. ૧૧૫

---

ઇતિશ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વર દેવ વિરચિત
કીર્તિકૌમુદી નામના મહાકાવ્યના આચાર્ય
વલ્લભજી હરિદત્ત કૃત સમશ્લોકી
ગુર્જર ભાષાંતરમાં રાજવંશ
વર્ણન નામે બીજો
સર્ગ સમાપ્ત
થયો.

---

૧. મૂળમાં **त्वदसौ** છે. કા. માં **त्वदव ( स्थितासौ )** પાઠ છે.
૨. હરિસમ પવિત્ર ચરિત્ર કરીને આપેજ પોતાના પુત્ર વીરધવળને (આ કામમાં ) પ્રેર્યો અને વળી બ્રહ્માયે ભૂભાર હરવામાં આપની સાથે જોડ્યો છે તે.—એમ અન્વય છે. કા. માં **चरितने** ઠેકાણે **रचित** છે તે ભૂલ લાગે છે.

# સર્ગ ૩ જો.

---

શોભે મહાન[1] જે ક્યારે,[2] રસાલંકાર[3]-રૂપ છે;
પોરવાડ વડો વંશ,[4] પુરે[5] ગુર્જર-ભૂપને. ૧
અન્ય વંશો ત્વચાયેંજ,[6] સારા પત્રો[7] ધરે નરાં;
આ વંશ તો ક્રિયાસાર,[8] ધારે પાત્ર[9] પરંપરા. ૨
જે વંશે નર-રત્નો થ્યા, ઉત્પન્ન તેની કાંતિથી;
વિશેષે ભૂષિત થઈ, પૃથ્વીનીવત્ સરસ્વતી.[10] ૩
થયો પ્હેલો નર ઉદે, નામેં ચંડપ તે કુળે;
તમના નાશનો કર્ત્તા, રવિવત્ [11]મંત્રિમંડળે. ૪
શું ચાણક્યથી ચાતુર્ય, શું વાણી [12]ગુરૂપાશથી;
શું સમુદ્રથી ગાંભીર્ય, ગ્રહ્યું તેણે શુભાશથી.[13] ૫.
આ મંત્રી-રત્નમાં છિદ્ર[14], જરાયે રાખિયું નથી;
વિધાતાયેં ગુણો[15] તેમાં, પરોવ્યા શ્યે પ્રકારથી. ૬.
માની[16] સરોજની શ્રીને, ન માને શ્લાઘ્ય જે ખરી;
ઇનપાદ[17] તિરસ્કારે, કરમાય ન જે જરી. ૭

---

૧-૨. વાંસના અર્થમાં-મહાન=મ્હોટા. ક્યારે=ક્યારથી. વંશના અર્થમાં-ક્યારેં મહા ન શોભે? ૩. રસ અને અલંકાર રૂપ. તથા પૃથ્વીના ઘરેણા રૂપ. રસા=પૃથ્વી. ૪. વાંસ અને કુલ. ૫. અણહિલવાડ પાટણમાં. ૬. છાલ્ય અને ચાંબડી. ૭. પાંદડાં અને વાહન. ૮. કૃત્યમાં સારા ૯. લાયક પુરૂપ અને પાંદડાંનો સમૂહ. ૧૦. રત્નો જેમ પૃથ્વીને શોભાવે તેમ આણે સરસ્વતીને શોભાવ્યાં. ૧૧. મંત્રિમંડળમાં સૂર્ય સરખો. ૧૨. બૃહસ્પતિ. ૧૩. શુભ આશાથી. ૧૪. કાણું અને દોષ. ૧૫. ગુણ અને દોરા. ૧૬. માન વાળો એવો જે, ખરી વખાણવા લાયક એવી કમળની શ્રીને લેખતો નથી કેમકે જે કમળ ઇનપાદ તરફથી તિરસ્કાર થયા છતાં જરા પણ કરમાતાં નથી. ૧૭. સૂર્યનાં કિરણ અને ધણીના પાદ.

ચંડ પ્રસાદ તત્પુત્ર, થયો જેણે કરી સિત;[1]
યશે ગંગાફીણ–સમે, દિશા ચંદન–ભૂષિત. ૮
જે[2] દાનેશ્વરિયે હસ્ત–પદ્મે ગૃહિણિ–વત્ ગ્રહી;
રાજ–કાજતણી મ્હોર, તેણે કદિ તજ્યો નહી. ૯
મૃદુ વાણી મતિ તીક્ષ્ણ, સારી શ્રી કીર્તિ વ્હેતી છે;
રાગવોણું[3] ચિત્ત જેનું, વધુ રાગીજ[4] હાથ એ. ૧૦

કર્પૂરને જે ધિક્કારે, એવી કીર્તિવડ્યે નિજ;
ચિર–કાળ રચી જેણે, રાત્રિ પૂનમ જેવીજ. ૧૧

તે[5] સમુદ્ર થકી સોમ,[6] ઉપન્યો સુમનોરમ;
જે ઉત્પન્ન થતાં વેત, દીપ્યું વ્યોમ રવિ સમ. ૧૨

અપૂર્વ કોક આ સોમ, કલંક–રહિતાકૃતિ;
મારને[7] ન વધારે ને, ન ધારે ભવમાં[8] રતિ. ૧૩

જેનામાં ગુણ–રત્નોનો, કોશ બ્રહ્માજીયે ભર્યો;
સિદ્ધરાજે પણ ત્યાંજ, રત્ન–કોશ બધો ધર્યો. ૧૪

માને તે પંડ્યને પાશે, રે'તા પૂર્ણજ[9] સોમથી;
ગ્રહી અનંત[10] ભોગ–શ્રી, વધુ સિદ્ધ[11] મહેશથી. ૧૫

---

૧. ગંગાના ફીણસમ ધોળા યશે. ૨. જેણે રાજકાજની મ્હોરને હાથ રૂપી કમળે ગ્રહણ કરી છે તેથી તેણે તેને તજ્યો નથી. ૩. વિષયવાસના વોણું. ૪. ઝાઝા રંગ ( રતાશ ) વાળા. ૫. ચંડપ્રસાદ રૂપી. ૬. સોમ નામે અને ચંદ્રમા. ૭. કામદેવ અને શત્રુ. ૮. શિવજી અને સંસાર. ૯. પૂર્ણચંદ્ર અને ચંડપ્રસાદનો પુત્ર. ૧૦. અપાર ભોગવાળી સમૃદ્ધિ અને શેષનાગના શરીરની શોભા. ૧૧. મ્હોટાઇવાળો ( માટે સિદ્ધરાજ ) કેમકે શિવજી પાસે સોમ ( ચંદ્ર ) ની કળાજ છે, અને પોતા પાસે પુરો સોમ છે. શિવજીને અનંત ( શેષનાગના એકજ ) ભોગ ( શરીર ) ની શોભા છે અને પોતાને અનંત ભોગની શોભા છે.

જેને સહચરી સીતા[1], ધરે છે તેજ સૂર્યનું;[2]
રામવત્ કર્યું આણેયે, ઉલ્લંઘન[3] નદીનનું.[4] ૧૬
અમેય–મહિમાવાળો, થયો અશ્વરાજ તેહથી;
જેણે હસ્તિરાજ[5] પણ, જીત્યો દાનાર્દ્ર–હસ્તથી.[6] ૧૭
દાંડી જેણે નિત્યદાને[7], દુઃસ્થિતિ આશ્રિતો તણી;
તેથી[8] નિજે[9] ઇંદ્રિયોવત[10], ન કામી[11] કામના કણી.[12] ૧૮
આણ્યું ન્યાયવડે નાંણું, ખરચ્યું ધર્મકામમાં;
યશ માત્ર રહ્યો જેનો, સ્તુત્ય[13] લોક તમામમાં. ૧૯
પૂર્વે પીડી[14] રેણુકા તે, પસ્તાવાથી સ્મરી જયમ;
માતૃ-ભક્તિ વિશેષે તે, કરતો પુરૂષોત્તમ.[15] ૨૦
જઠરે જનની કેરા, દશ માસજ જે રહ્યો;
તેના હૃદબ્જે માનો તો, વાસ જીવ લગી થયો. ૨૧
મંત્રિ-મંડળ-માણિક્ય, તણા અંગની સંગિની;
કાંતિ-તુલ્ય હતી કાંતા, કુમારદેવી જેહની. ૨૨
શૌર્ય સ્વાભાવિકે સાન્ય, જે હતા દેવને પણ;

---

૧. સીતાજી અને સોમની સ્ત્રીનું નામ. ૨. સૂર્ય વંશનું અને સૂર્યનું. ૩. ઉલ્લંઘવું અને અપમાન. ૪. નદીનો ઇન=પતિ=સમુદ્ર તેનું. અને દીનનું નહીં. ૫. હાથીઓનો રાજા ( પોતે અશ્વરાજ છે છતાં હસ્તિરાજ ) ઐરાવત ( ઇંદ્રના હાથી ) ને જીત્યો. ૬. દાન દેવાનું પાણી અને મદનું ઝરવું તેણે તીતા હાથ વાળો અને તીતી સુંઢચ વાળો. ૭. નિત્ય દાનો દઇને. ૮. તેના તરફથી. ૯. પોતાના (જનો) યે. ૧૦. પોતાનાં ઇંદ્રિયોની પઠયે. ૧૧. પમાણી ( પામ્યા ). ૧૨. જરાપણ. ૧૩. યશનું વિશેષણ છે. ૧૪. પરશુરામની મા ( વધુ માટે જુવો માણસો તથા સ્થળના ઓળખાણમાં રેણુકા શબ્દ. ) ૧૫. પુરૂષોમાં ઉત્તમ તથા વિષ્ણુ. ( વિષ્ણુ અવતારી પરશુરામે પોતાની મા રેણુકાને મારી નાંખી હતી તેનો પસ્તાવો કરીને જાણે તે વાત સંભારી હોય તેમ. અર્થાત્ તે વિષ્ણુનો અવતાર છે ).

એવા જેણે જણ્યા પુત્રો, ગંગાના બ્હેન-વત્ ત્રણ્ય. ૨૩
મુખ્ય શ્રીમલ્લ દેવાખ્ય, વસ્તુપાળ થયો પછે;
તેજપાળ પછે જન્મ્યો, ત્રણ્યે ત્રયી[1] સમાન છે. ૨૪
પર[2]-પુરુષની મૂર્તિ, જાણ્યે હોય શું ત્રણ્ય એ;
દીસે જૂદા ત્રણ્ય પણ, સાચા તો એહ એક છે. ૨૫
છે આપે શુદ્ધ તેને જે, ગુરુ દે શૌચ-શિક્ષણ;
તે મોતી સાફ કરવા, કર્પૂર-રજ ઘર્ષણ[3]. ૨૬
મેળવ્યો મલ્લદેવે તે, યશ ઉજ્વળ ભાળીને;
ન નિંદ્યું જગમાં અબ્જ, કર્યે શ્રેષ્ઠ નિહાળીને. ૨૭
એટલી કૌસ્તુભ થકી, મલ્લદેવની ભિન્નતા;
રે' છે જીન હૃદે આને[4], જીનને અન્ય રે'[5] સદા. ૨૮
સરસ્વતીજ જાણે છે, વસ્તુતા વસ્તુપાળની;
જે મુખાબ્જ વિશે તેના, વસે છે નિત્ય રૈ' બની. ૨૯
પૂર્વજાનુજ પુરુષ, તે એની મધ્યમાં રહે;
માને મધ્યમ પોતાને, પણ ઉત્તમ સ્હૌ કહે. ૩૦
ઇંદુ-તુલ્યત્વ[6] મંત્રીંદુ, વસ્તુપાલનું શ્યે વદે;
આપે છે વસુધા[7] જે આ, ને બીજો તો સુધાજ[8] દે. ૩૧

---

૧. ત્રણ વેદ ( ઋક્ યજુ અને સામ ) અથવા દરેક ત્રિક ( અગ્નિ, રામ, વગેરે ) ૨. ઈશ્વરની ત્રણ મૂર્તિ ( બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર. ) ૩. કપુરની રજે મોતીને ઘસવા બરાબર. ૪. મલ્લદેવને. ૫. કૌસ્તુભ. કૌસ્તુભ જીનની છાતીનું ઘરેણું છે તે તીર્થંકરની બધી મૂર્તિઓની છાતી ઉપર હોય છે. તે સાદું હોય છે ત્યારે, ઉપડતી અને ઉપર નીચે અને બે બાજુ એમ ૪ પાંખડીના કમળ જેવું હોય છે; પણ કીંમતી હોય ત્યારે તે સોનામાં બેસારેલ મ્હોટો હીરો હોય છે. તે તારા જેવો ચળકે છે. ગિરિનારમાં નેમનાથની છાતીમાં એ છે જે દેહ મંડપમાંથી ચળકતો દેખાય છે. વિષ્ણુની છાતી ઉપર કૌસ્તુભમણિ છે તેને લીધે એ નામ રાખ્યું જણાય છે. ૬. ચંદ્રની સમાનતા. ૭. વૃદ્ધિ. ૮. અમૃત. ચંદ્રમા એક અક્ષર ( વ ) ઓછો દે છે..

વડના ઝાડની ઘોડે, વધે છે જેમ જેમ જે;
ક્ષમાલંકાર[1] કે'ને ન આશ્ચર્ય તેમ તેમ દે. ૩૨
જેણે ચાદર કીર્તિની, ષડ્ગુણે[2] એહવી કરી;
ધરાધર સિંધુ મ્હોતી, જેણે ઢાંકી ધરા નરી. ૩૩
માનું[3] વસે છે મનમાં, સાધુતા જે નિરંતરે;
જેથી કહ્યા વિના જાણી, લૈ તેનું વાંછિતું કરે. ૩૪
હું[4] કરે નહિ પોતાને, તું કરે[5] ગુરૂને નહીં;
પણ જે યુદ્ધ આરંભે, હું કરે શત્રુને સહી. ૩૫
પ્રિય સ્ત્રી તેની લલિતા, દેવી સર્વાંગ–હારિણી[6];
પાર્વતીને હસે જાણે, જે પત્યર્દ્ધાંગ–હારિણી[7]. ૩૬
તે મંત્રી–મેઘથી ઊગ્યો, તે સુક્ષેત્રે[8] સુતાંકુર,[9]
જયસિંહ છતાં ન્હાનો, ફળે છે સંતને પુર.[10] ૩૭
સર્વ પૂર્વજને તારે, નિસ્તારો[11] અર્થિના કરે;
તેનો તે પોત[12] ક્યારેય, પ્રજાને નજ છેતરે. ૩૮
તે બધા ભાઈમાં જો કે, ન્હાનેરો તેજપાળ તો;
સ્વપ્રભુ મ્હેરથી નથી, ઉલ્લંઘ્ય[13] ગુરૂથી થતો. ૩૯

---

૧. પૃથ્વીનું ઘરેણું વડ, ક્ષમા=સહનશીલતા છે ઘરેણું. ૨. સંધિ આદિક ગુણ જેમકે-**संधिविग्रहयानानि संस्थितिः संश्रयस्तथा॥ द्वैधीभावाश्च भूतानां षड्गुणाः परिकीर्तिताः** સુ. ૨. ભાં. પૃ. ૨૩૧ શ્લો. ૩૧૮ (૧) સંધિ (સલાહ કરવી.), (૨) વિગ્રહ (લડાઈ) (૩) યાન (કુચ કરવી) (૪) આસન (પડાવ.) (૫) સંશ્રય (બળવાનનો આશ્રય) અને (૬) દ્વૈધી ભાવ (બે પ્રકારે વર્તવું. બે તરફ બજાવવું, અંદરથી કાંઈ અને બ્હાર્યથી કાંઈ વર્તવું.) તથા છ દોરા વડે. ૩. હું માનું છઉં. ૪. અભિમાન ન કરે. ૫. તુંકારે બોલાવે નહિ. તમે અથવા આપ શબ્દ વાપરે. ૬. સર્વ અંગને ગ્રહણ કરનારી. ૭. પતિના અર્ધા અંગને ગ્રહણ કરનારી. (અર્દ્ધનારીશ્વરમાં.) ૮. ખેતર અને સ્ત્રી. ૯. પુત્ર રૂપી કોંટો. ૧૦. પૂર્ણ. ૧૧. દાનો દઈને નિકાલ. ૧૨. દીકરો અને બ્હાણ. ૧૩. નાનેરો છતાં મ્હોટેરાં તેની આમન્યા લોપતાં નથી.

ગુરૂની[1] લઘુતા ક્યાંક, પિંગળે સુણી આપણે;
તે બંધુ–જનમાં દીઠી, ગુરૂતા એ લઘુનીયે. ૪૦
એ બે[2] અશ્વરાજ–પુત્રો, નાસત્ય[3] અમૃતૌષધેં;[4]
કરે ઉપાય દેખીને, રોગી રોગા[5] જગત્ બધે. ૪૧
સ્હૈ દેવો એમની સ્પર્દ્ધા, કરે પણ ન્હડે[6] નહીં;
તે દેવગુરૂયે[7] જેણે, જીત્યો સન્મતિયે સહી. ૪૨
અપૂર્વ[8] તેની વિદ્વત્તા, જે માને નિજ ભૂપને;
સમાન[9] દશ દિક્પાલ, સાથે સંધ્યક્ષરો[10] બને. ૪૩

---

૧. ગુરૂની લઘુતા થાવા માટે વૃત્તરત્નાકરમાં આ પ્રમાણે વચન છે:–**पादादाविह वर्णस्य संयोगः क्रमसंज्ञकः॥ पुरस्थितेन तेन स्या लघुता पिक्कचिद् गुरोः॥** એટલે કે શ્લોકના પાદ ( ૨ જા કે ૪ થા ) ના આરંભમાં સંયોગ=જોડો અક્ષર આવે તો તેની આગલ્યો ગુરૂ થાય છે. તોપણ આવે પ્રસંગે ક્વચિત્ લઘુ પણ થાય (લઘુજ રહે). ઉદાહરણમાં–**अलपव्ययेन सुंदरि, ग्राम्यजनो मिष्ट मश्नाति॥** એ આર્યા આપી છે. ( આમાં **ग्रा** ને લીધે **रि** ગુરૂ થાય પણ ન થઈ લઘુજ રહ્યો છે. નહિ તર ૧૩ માત્રા થઈ જાય.) પણ તે **सं**-યોગમાં **र** હોયતો એવો નિયમ છે. **पादादि** નો **पदादि** પાઠ કરીને **भ्रमति भ्रमरनारी** ઇત્યાદિ ઉદાહરણ આપ્યાં છે. આમાં યાદ રાખવાનો ગુરૂ શબ્દ છે. કા. એ લોંગ શબ્દ મૂક્યો છે તેથી દીર્ઘની ભ્રાંતિ ન થાય માટે આ સૂચના કરી છે. ૨. વસ્તુપાલ અને તેજપાલ. ૩. અશ્વિનીકુમાર જેવા અને અસત્ય નહી એવા. ૪. અમૃત રૂપ ઔષધ વડે. ૫. નકરા. ૬. વધી જાય નહિ. ૭. બૃહસ્પતિને પણ. (તેના ગુરૂને પણ). ૮–૯. **अ** છે પૂર્વ=આદિમાં જેને એવા તથા નવાઈ જેવા. ૧૦ સમાન સ્વર=**अ** થી **ऌ** સુધીના ૧૦ માં ૫ હ્રસ્વ અને ૫ દીર્ઘ એ ૧૦ સમાન સ્વર કહેવાય છે. કાલાપક (સીધો) વ્યાકરણમાં **दशसमानाः** એમ લખ્યું છે. ૧૦. **ए ऐ ओ औ** એ ૪ સંધ્યક્ષર કહેવાય છે. તથા–સંધિ=સલાહ. તે કરવાના અક્ષરો. આ શ્લોકમાં **दशसमानाः** અને **संध्यक्षराणि** એ વ્યાકરણના શબ્દો ચાલતા અર્થમાં ગંઠ્યા છે. એ ખુબી છે. શ્લોકનો મૂલાર્થ તો એવો સાદો છે કે–એ તેજપાળની કોઇ નવી જાતની વિદ્વત્તા છે કે જેને લીધે પોતાના રાજાને દિક્પાળની સાથે પણ સંધી કરવાના અક્ષરો બની શકે એવું માને છે.

શુભ સ્વભાવનો લોકે,–દેખું એકજ એહને;
તેણે કહ્યું તે કરે જે, જે કરે તે કથે ન જે. ૪૪
ઉપકાર કરેલાના, દ્રવ્યમાંજ[1] ન તે કૃતિ;
સ્તુતિ–લાંચ[2] વિશેયે તે, મંત્રી નિસ્પૃહ છે અતિ. ૪૫
કરે સદુપકારો ને, કરાવે અન્યની કને;
વાયુ તાપ હરે છે ને, હરાવે ઘનની કને. ૪૬
વાની[3] પેઠે શ્રિયે ઊંચે, ચ્હડાવ્યો તૃણવજ્જન;
ક્ષમા[4] તજે પણ ન આ, ઊધતા વૃક્ષની સમ. ૪૭
મંત્રિ[5]–માણિક્યને કોક, જૂદો ચાણક્ય માનિયે;
સદાનંદોય[6] કર્યો, જેણે આ આખી ભૂમિયે. ૪૮
જો કે તે મંત્રિકેરી છે, પ્રિયા નામે અનુપમા[7];
તોયે મૂર્તિવડે[8] તેને, માનું મેનાસુતા[9] સમા. ૪૯
લાવણ્યસિંહ એ નામે, તેણે જાયો તનૂજ જે;
છે લાવણ્ય–શિરો–રત્ન[10], વિનયે ન પ્રજા[11] તજે. ૫૦
ઇચ્છિતા સુનર–સંગ્રહાર્થે[12] જે, સંપદર્થે નિજ તે નૃપાલને;[13]
એકદી ઉભય તે ચ્હડ્યા[14] હૃદે, જેમ દીપ્ત શશિ બે નભઃપદે[15]. ૫૧

---

૧–૨. તેને માણસનો ઉપકાર કરે તેના નાણામાંજ માત્ર નહી પણ તેણે કરેલા વખાણરૂપી લાંચમાં પણ તે કૃતી મંત્રી નિઃસ્પૃહ છે. ૩–૪. (બીજા) માણસને સમૃદ્ધિ ઉંચા ચ્હડાવે ત્યારે તે ક્ષમા=સહનશીલતા તજે. જેમ વાયે ઊંચે ચ્હડાવેલું તૃણ ક્ષમા=પૃથ્વીને તજે તેમ. પણ આ મંત્રી ઊંધતા વૃક્ષની પેઠે ક્ષમા ન તજે. ૫–૬. મંત્રિરૂપ માણ્યકને. જુદો એટલા સારૂં કે ચાણક્યે નંદનો અસ્ત કર્યો છે અને આંણે સદા ઉદય કર્યો. બીજા અર્થમાં નિત્ય આનંદનો ઉદય (મંત્રિયે) કર્યો. ૭. ઉપમા વગરની અને અનોપ નામે. ૮–૯. નામે અનુપમા પણ દેહવડે મેનાની પુત્રી (પાર્વતી) સરખી. ૧૦. શોભામાં ટોચ. ૧૧. પ્રજાને. ૧૨. સારા માણસનો સંગ્રહ કરવા સારૂ. ૧૩–૧૪. પોતાની સંપત્તિ (વધારવા તથા સચવાવવા) સારૂ તે રાજાને હૃદયે તે બે ચ્હડ્યા. (સાંભર્યા) ૧૫. આકાશ સ્થાને.

તેહના ગુણ સુબુદ્ધિથી છણી, ભૂપ જે સુમતિમ્હાંય અગ્રણી;
તેડિયા તરત આવિયા અને, કાર્ય–સિદ્ધિ અવિલંબી[1] સંતને. ૫૨
ભાળિયા ઉભય ભાઇયેં નૃપ, ઇંદ્રવત્ વિતતબાહુ[2] સત્તપ;[3]
નિરખ્યા નૃપતિયેંય બંધુ બે, અર્થ સાથ્ય[4] શું સુધર્મ અગ્ર છે. ૫૩
બેઉ બાંધવ ઉપાય–દક્ષ છે, ભેટય મૂકી બળી[5] ભૂપને પછે;
હર્ષથી ચરણ તેહને નમ્યા, ભૂપ જે સુભટમાં રવિ–સમા.[6] ૫૪
જે નરેશ ચરિતેં પૃથ્વુ જયવા[7], ધારી કાર્ય અધિકાર આપવા;
બેસવા કહ્યું નૃપેં સહાદર, સપ્રસન્ન–વદનેં સહોદર.[8] ૫૫
જેહણે બહુજ ભૂભૃતો[9] દળ્યા, ઇંદ્રતુલ્ય નૃપ તેની[10] આગળેં;
અશ્વરાજ–સુત તેથી[11] બેસિયા, દેવદૈત્યગુરૂ તુલ્ય રાજ્યા. ૫૬
જોડી[12] હસ્ત–કંજ જોડી મસ્તકે, ખોડી બેઉ વિનયે નમ્યા સ્વકે;
મત્ત–શત્રુ–કરી–અંકુશાત્મ[13] તે, પૂછિયું કુશલ તેનું ભૂપતેં. ૫૭
નીલ–મેઘ–રવ–તુલ્ય નાદથી, ભૂમિપાળ ગજવી દિશા બધી;
ચાતક[14]–વ્રત–ચરિત્રના પ્રતિ, બોલિયા સ્મર–સમા મહીપતિ. ૫૮
આકૃતિ ગુણ–સમૃદ્ધિ સૂચવે, નમ્રતા કુળ–વિશુદ્ધિ દાખવે;
વાણી જાણી તમ શાસ્ત્ર–શીકલી,[15] નેમ[16] એમજ વયોધિકા વળી. ૫૯
પિત્રુવંશ[17] વખાણાય સર્વદા, દે મનોરથ–તરૂ ફળો સદા;
થાય શ્રીસહ યશોની ઉન્નતિ, સ્વામિની તમ જયવા જનેં અતિ. ૬૦

---

૧. સત્પુરૂષના કાર્યની સિદ્ધિને વાર ન લાગે. ૨. મ્હોટા બાહુવાળા. ૩. સારા તપવાળા. ૪. અર્થની સાથે ધર્મ શું આગળ આવી બેઠો છે? ૫. બળવાન્. ૬. છે તેને. ૭. છે તેણે. ૮. બે ભાઇયોને. ૯. પર્વતો (ઇંદ્રે) અને રાજાઓ (વીરત્વવળે) ૧૦–૧૧. તેની આગળ તે કારણથી (ઇંદ્ર તુલ્ય છે માટે) બેઠા. ૧૨. બે હાથરૂપી કમળ જોડીને અને તે પોતાના માથા ઉપર ખોડીને (રાખીને). ૧૩. અંકુશરૂપ તે રાજાએં. ૧૪. એકવચનીવ્રત. બાપૈયો જેમ મેઘ વિના બીજાને યાચતો નથી તેમ. ૧૫. શાસ્ત્રની મર્યાદાવાળી. ૧૬. નિયમો (તમારા) અવસ્થાના પ્રમાણમાં વધુ પડતા છે. ૧૭. કેનો? એ ચોથા પાદમાં છે.

યાવનેંય ન વિકાર કામનો, ત્યાગ ન્હૈ ધન છતાં વિવેકનો;
દુર્જને પણ ન વક્રતા જરી, આકૃતિ તમ નવી કર્યે[1] કરી. ૬૧
પિત્રુ-પુત્ર અમ બે શિરે ખરો, ભાર આ ક્ષિતિતણો શિવે ધર્યો;
તે તમો સચિવ શ્રેષ્ઠ બંનને, જોડવા સહ[2] સ્પૃહા થઈ મને[3]. ૬૨
વીજળી-સમ ચળાચળ શ્રીને, સોંપી સંધિ સધર સ્વમંત્રિને;
થાકતા સમર-ભારને વહી, તે મટી નૃપ સુવે સુખી થઈ. ૬૩
ધર્મ[4] કર્મ શુભ કોથિયે અહીં, સંપદો સુલભ ભૂતળે સહી;
જેથી મર્ત્ય[5]-મણિ પામિયે શુભ, એહવાં સુકૃત છેજ દુર્લભ. ૬૪
આંણી ઝીતી મુજ તાતને ભુજે, તે રિપુ-શ્રી સહ શ્રીજ આ મુજ;
દક્ષ છો ઉભય અક્ષ[6] રક્ષવા, તીક્ષ્ણ-બુદ્ધિથી ધરો[7] વધારવા. ૬૫
એમ બોલી બળશાળિ ભૂપતિ, રોકી[8] બ્હાર્ય જતી દાંતની દ્યુતિ[9];
વસ્તુપાલ-મુખ-પદ્મથી નર્યું, વાણી[10]-રૂપ મધુ તે પછી ઝર્યું. ૬૬
દેવ[11] ! સેવક સુખી ગણાય છે, પુણ્યવાન ગુણવાન મ્હાંય તે;
જે પ્રસન્ન-મુખ-સ્વામિ-વક્રથી, આમ વાણી મધુરી સુણે કથી. ૬૭
સુપ્રસન્ન-મુખ ભૂપની વડી, જ્યાંહ જ્યાંહ શુભ દૃષ્ટિઓ પડી;
ત્યાંહ ત્યાંહ શુચિતા કુલીનતા, ધાય છે સુભગતા[12] સુદક્ષતા.[13] ૬૮
થાય મેઘતણી વૃષ્ટિથી ઘણી, ધૈર્યથી સફલતા તરૂતણી;
તુષ્ટ ભૂપ નજરેથી તો બને, તત્ક્ષણેજ ફળ-પ્રાપ્તિ મર્ત્યને. ૬૯
તીર્થ અન્ય નથી આંહીં ભૂપથી, જેહના મુખ સરોજ-દર્શથી;
નાશ[14]-પાપ સટકેજ સત્વરે, ઈષ્ટ ઋદ્ધિ વળી સંતને વરે. ૭૦

---

૧. કોણે ? ૨. અમારી સાથે જોડવા. ૩. હુંને અથવા મનમાં. ૪. કોઈ પણ ધર્મનાં સારાં કામથી. ૫. નરરત્ન. ૬. પૈડું ઉપાડવા. ૭. ઉપાડી લ્યો. ૮. બોલતા બંધ થયા. ૯. દાંતની કાંતિ બોલતાં બ્હાર્ય જાતી હતી તેને. ૧૦. બોલ્યા. ૧૧. હે દેવ ! જે સેવક પ્રસન્ન છે મુખ જેનું એવા સ્વામીના મુખથી કથી ( કહેવાએલી ) આમ=આપ બોલો છો એવી મધુરી વાણી સુણે તે પુણ્યવાનમાં અને ગુણવાનમાં સુખી ગણાય છે એમ અન્વય છે. ૧૨. નશીબદારી. ૧૩. સારૂં ડાંપણ. ૧૪. નાશરૂપી પાપ.

ભાટકે મનુજ જીવવા ભલે, વિશ્વમાં ક્વચિત તેહને મળે[1];
સ્વામી આપ–સમ ભાગ્ય–યોગથી, તારવે[2] સરસ જે ખરાબથી. ૭૧

ઇચ્છું કાંઇ પણ[3] હું નિવેદવા, ધારવું હૃદય સ્વામિ ધારવા[4];
ન્યાય–યુક્ત કડક વાણી સંતની, યોગ્યતાય[5] શ્રવણાર્થ આપની. ૭૨

તે ગયા શુભ યુગો ત્રણ્યે વળી, દેવ ! હાલ યુગ ચાલતો કળી;
સ્વસ્વ કૃત્ય નજ નોકરો વિશે, ભૂપમાંય[6] ન કૃત–જ્ઞ–તા દિસે. ૭૩

સ્વર્ગે રાજા તે ગયા દીનબંધો, જેણે બાંધ્યા વીર–ભૂપ–પ્રબંધો;
તેયે પ્હોચ્યા શુદ્ધ સન્મંત્રિયો ત્યાં, જેઓ તેઓના[7] યશો શોધતાતા. ૭૪

દૃષ્ટિ ભૂપોની તમોયે[8] હણાણી, લોભાંધોને તે ધરે અગ્ર આણી;
દોરે તેને પંથ એવેજ જેઓ,[9] જ્યાં મૂંઝાઇ ભ્રષ્ટ થાયેજ તેઓ.[10] ૭૫

ખરેખરો કોઈ ન લોભ–વર્જીત, કરેજ સેવા મહિપાલની નિત;
તથાપિ સુજ્ઞે કરવો[11] વિચારી, ન કેણુ આંહી ન પરે[12] ખુવારી. ૭૬

ખળોને ધિક્કારી, યદિ અનુસરી ન્યાય[13] પુનીત,
અરિ કામાદિને, જીતી હરિતણું ધારી ચરિત;
અને[14] ઉદ્ધારાર્થે, યદિ ધરણિકેરા ચિત ચહો,
શિરે[15] તો આ આજ્ઞા, ધરી તમ ન કાં આપ ભલું હો. ૭૭

વચન સચિવનું એ, હર્ષ–સંયુક્ત ચિત્તે,
ક્ષિતિતળ–તિલક તે, સાંભળી રૂડી રીતે;

---

૧. ઉત્તરાર્ધમાં અન્વય છે. ૨. જુદા પાડે. ( સરસને ખરાબથી ) ૩. પણ હું કાંઇક નિવેદન કરવા ઇચ્છું છું. ૪. હૃદયમાં ધારવા ( રાખવા ), ધારવું ( ધ્યાનમાં લેવું ). ૫. સાંભળવાની યોગ્યતા પણ આપનીજ છે. ૬. ભૂપમાં પણ. ૭. તે રાજાઓના. ૮. અંધકારે તથા અજ્ઞાને. ૯. તે લોભાંધ મંત્રીઓ. ૧૦. રાજાઓ. ૧૧. લોભ. ૧૨. પરલોકમાં. ૧૩. પવિત્ર ન્યાય. ૧૪–૧૫, અને તમે તેને પૃથ્વીનો ઉદ્ધાર કરવા ઇચ્છો છો તો તમારી આ આજ્ઞા માથે ચડાવી. નહિંતર તમારૂં ભલું થાઓ. ( અર્થાત્ નહતર નોકરી નથી જોતી. )

કરી કનકની મુદ્રા,-કાંતિ-તંતુથી[1] ઘેરી,
કર-કમલની જોડી, જોડી[2] મંત્રીશ કેરી. ૭૮
નરપતિ અતિ તેજવાન તે એ, સચિવ વડે ચિરકાળ શોભીરે' છે;
ગરૂડની[3] સમ શત્રુ-નાગને એ, સમર વિશે પ્રહરે દ્વિપક્ષથી[4] તે. ૭૯

ઇતિ શ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વર દેવ વિરચિત
શ્રી કીર્તિ કૌમુદી નામના મહાકાવ્યના આચાર્ય
વલ્લભજી હરિદત્ત કૃત સમશ્લોકી
ગુર્જર ભાષાંતરમાં મંત્રીસ્થાપના
નામે ત્રીજો સર્ગ
સમાપ્ત
થયો.

૧. સોનાની મ્હોરની કાંતિ ( કિરણ ) રૂપી તંતુ ( કમળનાં કેસર ) તેવડે ધારી કરી. ૨. એ મંત્રીના હાથરૂપી કમળની જોડીને. ૩. ગરૂડજી જેમ બે પાંખવડે નાગને મારે છે તેમ આ રાજા આ બે સચિવરૂપી પાંખવડે શત્રુને મારે છે. ૪. " દુપાંખથી " એ પાઠ.

# સર્ગ ૪ થો.

ધરા–ઉદ્ધારમાં મુખ્ય, એવા વીરનું[1] ધારણ;
મેરૂ–પાદ–સમા એ બે, મંત્રિયેં કર્યું તત્ક્ષણ. ૧
કલ્યાણ–રૂપી તે મંત્રી,–ઉભયેં અધિકાધિકી;
શોભે રાજેંદ્ર–રાજ્યશ્રી, જાણે બે કુંડળો થકી. ૨
નિર્હેતુ[2] હેતુ સંતોના, ધરામાં ન્યાય ધારવા[3];
શ્રી વસ્તુપાલ ખંભાતેં, પધાર્યા તે સુધારવા[4]. ૩
[5]સ્તંભતીર્થે મનસ્તીર્થે, પ્રભાવે તુલ્ય શંભુના;
દોષ એ ન હરે કેંનો, ન દે ઇચ્છિત કેહને. ૪
સમુદ્ર[6] સશ્રી[7] કો અન્ય, આ તેને જોઈ એમ શું;
ઇર્ષ્યાથી જાણે લ્હેરોયેં, ચ્હડાવી સિંધુયે શું ભ્રૂ.[8] ૫
અપૂર્વ સિંધુ આ કોક, છે નિષ્પાપી ધરાતળેં;
સરસ્વતી મિષ્ટ–રસેં, પૂર્ણ જેમાંથી[9] નીકળે. ૬

---

૧. રાજાનું ( વીરધવળનું ટૂંકું રૂપ. ) ૨. સ્વાર્થ વગરના. ૩. મૂળમાં ધારતા છે. ૪. મૂળમાં જોવા છે. ૫. ખંભાતમાં મંત્રી શિવજીના મનરૂપી તીર્થના પ્રભાવ સરખો છે. જેથી તે કેંના દોષ નથી હરતો ? અને કેંને ઇચ્છિત નથી આપતો ? આમાં શિવજીના મનને તીર્થની અને તેની મંત્રીને ઉપમા આપી છે. આ શ્લોકમાં બીજા પાદના છેલ્લા ૩ અક્ષર બધી પ્રતમાં પડ્યા છે. કા૦ એ **शांसवः** નો સંભવ કલ્પ્યો છે તે ઠીક લાગે છે તેથી તે પ્રમાણે સુધાર્યું. તેમ ત્રીજો પાદ **केषाममोपनो दोषं** છે તે પણ ધુંચવનાર હતું. તે ભૂલ કા૦ એ પણ સુધારી નથી. ત્યાં **'म'**ના **'मु'** અને **'प'**ના **'ष'** હોવો જોયેં. જે **मुष्** ધાતુનું લિટ્ લકારનું રૂપ થાય, અને **षा** ઉપર અનુસ્વાર મુકવાથી **केषां मुमोषनो दोषं** એમ સુધારી શકાય. ૬. મુદ્રાએ સહિત. ૭. સમૃદ્ધિ તથા લક્ષ્મીજી. ૮. ભ્રમ્મે ચ્હડાવવી એ ક્રોધનું રૂપ છે. ૯. જે મંત્રીના મુખમાંથી. સમુદ્રમાં સરસ્વતી ખારાં ( સંગમ પાશે ) અને પેસ છે. એ ફેર માટે અપૂર્વ.

વાંસેથી[1] તે મહામંત્રી, થયા દાખલ તે પુરે;
તેના[2] આગમનો હર્ષ, પ્હેલાંથી પૌરને ઉરે. ૭
હાટે હાટે વસ્ત્ર શોભા, તોરણો ઘેર ઘેર જ્યાં;
પુરુષે પુરુષે પ્રીતિ, તે મંત્રી પ્રાપ્ત ત્યાં[3] થતાં. ૮
ધાન્યે જેવું ક્ષેત્ર ધન્ય, જેમ પૂર્ણ–જળે સર;
ઘાટું વન ફળે જેમ, થયાં તેણે શુભ[4] તે પુર. ૯
છોડયું અન્યાધિકારીયે, પીડી ક્રૂર[5] ગ્રહો સમ;
આ મંત્રી પુરને તોષે, નક્ષત્રોને શશી જયમ. ૧૦
પુર અન્યાધિકારીયે, રોગે જેમ હતું દમ્યું;
તેથી આ વૈદ્યની પેઠે, તંત્રી મંત્રી[6] કરે સમું. ૧૧
સંતને જે કરી પીડા, અન્ય કો અધિકારીયે;[7]
તે નિવારી વસ્તુપાળે, હાલમાં અધિકારીયે.[8] ૧૨
જાણે જેણે ફરી ફરી,[9] કળિની ગળચી ગ્રહી;
ઊઠ્યા બળી[10] ફરી જેને, માન્યા સુરશતે અહીં. ૧૩
નિશિમાં નીચ–સંભોગે, રાખે ઈચ્છા ધને ઘણે;
મંત્રી–માણિક્ય હોવાથી,[11] તજી તે ગણિકા–ગણે. ૧૪

---

૧. પાછળથી. ૨. તે મંત્રીના આવવાનો હર્ષ. ( ખબર સાંભળીને. ) પુરનાં માણસોના મનમાં પ્હેલેથી દાખલ થયો. ૩. તે પુરમાં. ૪. તે મંત્રીવડે ( તેના આવવાથી ). ૫. ક્રૂર ગ્રહો– રવિ, ભોમ, શનિ, રાહુ અને કેતુ. તે સિવાય પણ કેટલાક ન્હાના ગ્રહોને પણ ક્રૂર ગ્રહ ગણેલા છે. જેમ કે–**नमामिमांदिं यमकंटकाख्य मर्द्धप्रहारंभुविकालसंज्ञं. धूमव्यतीपातपरिध्यभिख्यानुपग्रहानिंद्र धनुश्चकेतून् ॥ मांदि=मंद=शनि.** તેનો પુત્ર **यमकंट.** ગુરુપુત્ર **अर्द्धप्रहार**=બુધપુત્ર. **काल**=રવિપુત્ર. **धूम.**=રાહુપુત્ર. **व्यतीपात**=ભોમપુત્ર. **परिधि**=ચંદ્રપુત્ર. **इंद्रधनुओ**=શુક્રના અને **केतुओ**=કેતુના પુત્ર. ૬. તંત્ર તથા મંત્ર જાણનાર. ૭. કોઈ અન્ય અધિક અરિયે ૮. અધિકાર ઉપર આવેલાયે. ૯. ઘડી ઘડીયે. ૧૦. બળિરાજા. ૧૧. આંહી હોવાથી.

બધે ખીલી રહ્યા સંતો, સૂકાણાં ખળનાં મુખ;
ગયો દૂર દુરાચાર, ખેડે,[1] વ્યાપાર લઈ સુખ. ૧૫
વેપારી વ્હાણ-કેરા જે, પકડી લાવતા જનો;[2]
રોકી તે દાખવ્યો[3] જેણે, દાખલો આંહિ[4] ધર્મનો. ૧૬
સ્પૃષ્ટા[5]-સ્પૃષ્ટ-નિષેધાર્થ, બાંધી મર્યાદ-ચોતરો;
ગોટાળો છાશ વ્હેચ્યાનો, તેણે બંધ ત્યહાં કર્યો. ૧૭
દૈવે સ્થાનો બધાં ભાંગ્યે, રીબાતા સંતનો ખરો;
થયો સદ્દગુણ[6] સદ્દંશ,[7] આ તંબૂ-તુલ્ય આશરો. ૧૮
જો કે કૃપાથી સ્વામીયેં, કર્યો છે કર મુદ્રિત;[8]
ધન-દાન-સમે તોયેં, જેનો હાથ અમુદ્રિત.[9] ૧૯
મીઠાં સંભાષણોયેંજ, એ દ્રવ્ય વર્ષનારનાં;[10]
દૈન્ય-નિસ્વાસના વાયુ, જાય છે શમી અર્થિના.[11] ૨૦
સારવત્ત્વથી[12] આધાર, જે સ્થાનભ્રષ્ટ-સાધુનો;
ગંગા-પ્રવાહનો જેમ, જટા સમૂહ શંભુનો. ૨૧
આ[13] લોકે અપમાન્યાથી, જાણે વૈરાગ્ય પામિયા;
માની સરસ્વતી[14]-સ્થાન, જેને આશ્રી ગુણો રહ્યા. ૨૨
વડા[15] જે હાલ છે તેનો, ઉપકાર ધનેં કરે;
તેનાં કરેલાં ઉદ્ધારી, વખાણી સ્વર્ગીનો[16] કરે, ૨૩

---

૧. એવો વેપાર ખેડે છે. (મૂળમાંજ કર્તા નથી.) ૨. જનોને. ૩. આ વાત ગુલામનો ધંધો અટકાવવા માટેની જણાય છે. ૪. આ પૃથ્વીમાં. ૫. પરસ્પર અડવું. ૬. સારા ગુણ અને સારાં દોરડાં. ૭. ઉત્તમ વંશ અને ઉત્તમ વાંસ. ૮. મુદ્રા=વીંટી=મ્હોર તે વાળો. એટલે શીલ મારેલો. ૯ ધ્રૂટ્ય વાળો. અર્થાત્ ખુલ્લો. ૧૦ એ દ્રવ્ય વરસાવનારનાં મધુરાં ભાષણોયેં. ૧૧. યાચકોના. ૧૨ અતિદઢપણું. સારવાળો છે માટે સ્થાનભ્રષ્ટ થયેલા સત્પુરૂષોનો આધાર છે. જેમ સારવાળો શિવજીનો જટાજૂટ ગંગાપ્રવાહનો આધાર થયો તેમ. ૧૩. આ લોકમાં. ૧૪. તીર્થસ્થાન અને વાણીસ્થાન. ૧૫. મ્હોટા લોકો હાલ જે હયાત છે તેનો. ૧૬. સ્વર્ગમાં ગયેલા લોકોનો.

દેવાલયો કરાવ્યાં ને, ઉદ્ધર્યાં જીર્ણ જે હતાં;
તેનું નવત્વ[1] વિખ્યાત, થયું અસંખ્ય[2] છે છતાં. ૨૪
જે ઓછું જ્યાંહ જે ભાંગ્યું, તેણે ત્યાંહ કરાવ્યું તે;
ઉત્તમો કેરી ઉત્પત્તિ, ખાલીને ભરવાજ છે. ૨૫
કરાવ્યા દેવને માટે, બગીચા જેહણે ઘણા;
સ્મરે[3] સ્મરે ન નેત્રાગ્નિ,[4]–તાપ જ્યાં[5] શિવજી તણા. ૨૬
જેનાં એ વન રંભાથી,[6] શોભે ને વૃષ[7] જ્યાં ચરે;[8]
મનોજ્ઞ–સુમના[9]–વાસે,[10] સૌંદર્ય સ્વર્ગનું હરે. ૨૭
બહુ ચિત્ર–શિખંડી[11] ને, શુક[12] હા રીત[13] સંઘર્યા;[14]
જેનાં ઉપવનો શોભે, ધર્મ–શાસ્ત્ર–સમાં નર્યા. ૨૮
દેખાડી સુમનો–ભાવ,[15]–શ્રીમંતાઇ[16] ભલીપરે;
એ સ્વબંધુ[17] વનોને એ, સ્વબંધુની પરેંય કરે. ૨૯
જેણે તળાવો ખોદાવ્યાં, રાજ[18]–હંસોથી શોભતાં;

---

૧. નવાપણું તથા નવ સંખ્યાપણું. ૨. સંખ્યા વગરના છતાં નવ–(સંખ્યા) પણાને પામ્યાં તથા ઘણાં. ૩. કામદેવ પણ. ૪. શિવજીના ત્રીજા નેત્રના અગ્નિનો તાપ. ૫. જે બગીચામાં. ૬. કેળ અને અપ્સરા. ૭. બળદ અને ધર્મ. ૮. ચરે અને વિચરે. ૯. ફૂલ અને દેવતા. ૧૦. સુગંધ અને નિવાસ. ૧૧. ચિત્રવિચિત્ર પીંછાંવાળો મોર. તથા સપ્તઋષિ અથવા બૃહસ્પતિના પિતા. ૧૨. પોપટ અને એક ઋષિ. (શુકદેવજી.) ૧૩. એક જાતનું કબુતર અને એ નામનો એક સ્મૃતિકાર ઋષિ. જેમ કે–**मन्वत्रिविष्णुहारीत याज्ञवल्क्योशनोंगिराः** ઇત્યાદિ. (યાજ્ઞ. સ્મૃ. અ. ૧. શ્લોક ૪–૫) ૧૪. પક્ષી પક્ષે ત્યાં સંગ્રહીત કર્યા છે, અને ઋષિને પક્ષે તેઓનાં સંઘરેલાં (ધર્મશાસ્ત્રો.) ૧૫. ફૂલનો ભાવ અને સારો મનનો ભાવ. ૧૬. કરમીવટ અને શોભાવાનપણું. ૧૭. **स्वबंधु** એ વનનું વિશેષણ છે. તેનું કા૦ એ સ્ફોટન કર્યું છે તેમાં **सु**=સારું. **अब्**=જળ. તેવાળા **अंधु**=કુવા જેમાં છે. ૧૮. હંસ અને રાજાઓ.

તેની અસ્તાઘતાથી[1] થૈ, મંત્રી સાથેંજ તુલ્યતા. ૩૦
અપાર પાણી પીતા જે, મહિષો તે સરોવરે;
શોભે તે અધિકા જાણે, વાદળાં હોય સાગરે. ૩૧
કરે કર્મ અપાપી જે, વાપી બંધાવી તેહણે;
તિરસ્કાર્યું સુધાનુયેં, જળે માધુર્ય જેહને. ૩૨
કરાવી પરબો તેણે, કરતાં જળ–પાન ત્યાં;
ધ્રાય છે મુખ પાંથોનાં, ન નેત્રો રૂપ[2] ભાળતાં. ૩૩
ભવ–સાગરની નૌકા, જેણે બ્રહ્મ–પુરી કરી;
ગાય છે પુરૂષો સામ,[3] જ્યાં તેનો યશ સુંદરી. ૩૪
શ્વેત–કીર્તિતણા ગંજો, વસ્ત્રવત્ વીંટતાં સ્ફુટ;
દશે દિશાને લેવાડયું, જેણે શ્વેતાંબર[4]–વ્રત. ૩૫
જેણે પૌષધ[5]શાળા તે, કરાવી તાર્યાં[6] પંડયને;
જેની શ્વેતાંબરે[7] મધ્યેં, બ્હાર્ય શુદ્ધિ ચુને બને. ૩૬
તેની પૌષધશાળામાં, વસે છે યતિયો પ્રભુ;[8]
જે સદાદાર[9] વોણા તો, સંભવે કયાંથી આત્મભૂ.[10] ૩૭

---

૧. ઊંડાં અને પાપ નાશ થએલા. **अस्तं अघं पापं** તથા **अस्तं अघं कालुष्यं** એમ ( શ. ચિ. માં ) વિગ્રહ લખી અર્થ અતિ ઊંડું એમ કર્યો છે. " અથાગ " શબ્દ આ ઉપરથી થયો છે. ૨. પાણી પાનારી સ્ત્રીઓનું. જેમ કે કુવલયાનંદમાં–( અન્યોન્યાલંકારમાં ) **यथोर्द्धाक्षः पिवत्यंबु पथिकोविरलांगुलिः ॥ तथा प्रपापालिका पिधारां संतनुते तनुं ॥** ૩. સામવેદનો ગાન ભાગ. વ્હાણમાં સહુ ભેળાં મળે ત્યારે ગાય એ રીવાજ છે. ૪. જૈન ધર્મનો એક ફાંટો છે. ૫. પોશાળ ( જ્યાં પોષો નામની ધ્યાનની ક્રિયા થાય છે એ સ્થાન. **पुष्णातीति पोषः सएवपौषः तंधत्ते इति पौषधः तस्यशाळा** એ પૌષધ નામની જૈનોની ક્રિયામાં સર્વત્યાગ કરીને સ્થિર આસને એક ચિત્તથી ધ્યાન કરાય છે ) ( વો. મ્યુ. ઓ. એં. નો ૩–૪ નો રીપોર્ટ. પૃ. ૨૧ ની નોટ.) ૬. ઉદ્ધારીને. ૭. જૈન સાધુઓ. ૮. મ્હોટા. ૯. સ્ત્રી તથા **दर**=ભય તેનો સમૂહ **दार**. તે વોણા નિર્ભય. ૧૦. દીકરા અને કામદેવ.

જેને વાગ્દેવીયે[1] દીધું, જ્ઞાન–ચક્ષુ ઢળી[2] અતિ;
જેથી એ નિત્ય દેખે છે, ઝીણીયે ધર્મની ગતિ. ૩૮
સ્પષ્ટ આને સૃષ્ટિકારે,[3] મધ્યસ્થ[4] જગમાં કર્યા;
તેથી એના ધર્મ–માર્ગો, સઘળે સઘળા[5] રહ્યા. ૩૯
નેમિ[6]–પ્રેમી હૈ ન પૂજે, એમ ન્હૈ જે હરિહર;
જૈનેં જૈનેં દાન–વારિ, વૈદિકોને કરે કરે. ૪૦
અન્યાધિકારિયો લોભે, પાપી શાપિત થાય છે;
અધિકાર અધિકારે, આ મંત્રીથી પળાય છે. ૪૧
અથ ગુર્જર–રાજ–રાજ્યલક્ષ્મી, નિરખી સુંદર ચાર[7]–ચક્ષુયેંથી;
નૃપ દક્ષિણને ચલાવી સેના, સમ દૂતી ગ્રહણાર્થ શીઘ્ર તેના.[8] ૪૨
સુણી સિંઘન[9]–સૈન્ય–સિંહનાદો, અઘળા ગુર્જર–રાજ–રાજ્યધાની;
ઘડિયે ઘડિ અંતરેંથી બ્હીતી, હરિણી–તુલ્ય જુવે દિશે[10] દિશાની. ૪૩
કરવા ઘર આરંભે ન કોઇ, ન કરે સંગ્રહીં કોઈ ધાન્ય સોઈ;
સ્થિર થાય ન ક્યાંય લોક–ચિત્ત, પરચક્રાગમ[11]–બ્હીકને નિમિત્ત. ૪૪
અગમો કણ–સંચયેંજ જેને, ગમતું છે બહુ[12] ગાડું ચિત્ત તેને;
વિપતો પડતાંજ દુર્નિવારી, શરણું પ્રાણિનું છેજ ચક્રધારી.[13] ૪૫

---

૧. સરસ્વતીયે. ૨. ખુશી થઇને. ૩. બ્રહ્માયે. ૪. વચલો ભાઇ અને મધ્યપણે રહેનાર. ૫. મૂળમાં **तावति** છે. **तावत्** એટલે સઘળે, એટલે સહુને લાગુ પડે એમ. એટલે મધ્યસ્થ. ૬. ભાવાર્થ એવો છે કે–નેમિનાથમાં પ્રીતિ વાળો ( જૈનધર્મી ) હોઈ ને હરિ અને હરને ન પૂજે એમ નહીં અર્થાત્ પૂજે, અને જૈન પણ ( વેદવિરૂદ્ધ છતાં ) વૈદિકોને ( તેને ઘેર જઇને ) તેના હાથમાં દાનનું જળ મૂકે છે. અર્થાત્ તેને દાન દે છે. ઘેર જઇને દાન દેવું એ ઉત્તમ દાન કહેવાય. ૭. બાતમીદારરૂપી આંખથી. ૮. તે રાજ્યલક્ષ્મીના ગ્રહણાર્થ જાણે દૂતી મોકલી હોય એમ સેના મોકલી. ૯. દક્ષિણનો દેવગઢ ( દોલતાબાદ )નો ચક્રવંશી રાજા. ૧૦. તરફ. ૧૧. શત્રુસેનાનું આવવું. ૧૨. જેને ધાન્યનો સંચય કરવો પસંદ ન હોય ( અથવા સંકટના ભયથી ન કરી શકાય ) તેને ગાડું (દાણાનું) ગમે છે. ૧૩. વિષ્ણુ તથા પૈડાવાળું ગાડું.

રિપુ–સેન સમીપ જેમ જેમ, વહીં આવેચ્ય મદેથીં તેમ તેમ;
સુણીને તવ આમ તેમ ભાગે, ભયથી વિહ્હલ સર્વ લોક લાગે. ૪૬
દળ વેગથીં યાદવેંદ્ર કેરૂં, લહીં આવંતું સુવીર–વર્ગ–ઘેર્યું;
ભ્રુકુટી કરીં વાંકીં કોપીં તેવે, સ્વ-કપાળે લવણપ્રસાદ દેવે. ૪૭
સ્વ–ગળે ધરી પૂર્ણ–શૌર્ય–વાળે, કિરણો રેંકતી રમ્ય હેમમાળ;
ચુલુકેંદ્ર–નૃપ–શ્રિયે ધરેલી, અતિ નીતિથીં[1] શું હોય બાહુ–વલ્લી.[2] ૪૮
ઘણું છે અરિ–સેન તોય પોતે, નૃપસેના સ્વ લહી છતાં ગયો તે;
બળિયા અરિ–સાથ્ય ઝૂઝવામાં, સુભટોનાં પગલાં ઘટેજ સામાં. ૪૯

અરિ–સેન–સમુદ્ર આવીં લાગો, પરિતાપી[3] તટ તાપી–ભૂમિ–ભાગો;
અતિ વેગથી ભૂપ–વીર દોડ્યો, મહિ–તીરે નહિ બાહુજેમ થોડો. ૫૦
ઘણું છે રિપુરાજ કેરૂં સેન, દળ સોલંકીનું છે અજેય એન;
ચિંતવે[4] પણ લોક સંશયી રે', કરીં નક્કી ન શકે સ્થિતિ ગતિ કે. ૫૧
રિપુ[5]–સેન–પડાવ–ભૂ જનોયે, નહિ દૂતે જણવીજ જાણીં તોયે;
ગગનાંગણ જાય જેહ મ્હોટા, બળતાં ગામ–સમૂહ ધૂમ–ગોટા. ૫૨
[6]ભૃગુકચ્છનીં જે વિશાળ ભૂમિ, યદુવંશી[7]–ગણ ત્યાં રહ્યાચ્ય ઘૂમી;
ભટ[8]–કેસરીં તે અનેકનેંય,[9] ન ગણે દુર્જય આપ જે[10] અજેય. ૫૩
પ્રસરી રહીં મત્સરાઇ જેવે, ગ્રહ્યું એકે[11] રણ તીવ્ર ખડ્ગ તેવે;

---

૧. મૂળમાં **नयचत्या** છે. કા૦ માં **भयचत्या** પાઠ છે તે પણ ઠીક છે તો તેમાં "અતિ ભીતિથી" એમ પાઠ લેવો. ૨. બાહુરૂપી વેલ (ભુજલતા) ગળે ધરી હોય! ૩. તાપી ઉપરના ભૂમિ–ભાગોને સંતાપીને. ૪. લોકો વિચાર કરે છે પણ સંદેહ રહે છે તેથી. ૫. શત્રુની સેનાના પડાવનું સ્થળ દૂતોયે જણાવ્યું નથી તોપણ લોકોના જાણવામાં આવ્યું; કેમકે તેઓ જે ગામો બાળે છે તેના ધૂમાડાના ગોટા ઊંચા ચ્હડે છે તેથી લોકો જાણી ગયા. ૬. ભરૂચની. ૭. દક્ષિણની સેનાનાં માણસોનાં ટોળાં. ૮. વીરમાં સિંહ સરખો. ૯. દક્ષિણની સેનાનાં ઘણાં માણસોને પણ. ૧૦. પોતે ન જીતાય એવો છે માટે તેને ન જીતાય એવું માનતો નથી. ૧૧. એક હાથે.

અહીં વીર સ્વ-પુત્રને[1] સવેળા, કર બીજે રણ આવતા સ્વ-ભેળા. ૫૪
લડતા નૃપ અન્ય-સાથ્ય આને,[2] સુણીને પુત્ર-પિતાશું ઝૂઝવાને;
બહુ દીથી રહ્યા હતાજ ટાંપી, મ્હડી ચારે મરૂ-ભૂપ[3] પીઠ ચાંપી. ૫૫
રિપુ ચાર અને ચુલુક્ય બેય, લડવું માંડયલ પીઠથીજ[4] તેય;
એટલેથીજ સુજ્ઞ લેવું જાણી, રણ જેની જ્યીં વીરતા જણાણી. ૫૬
પછી ગોદ્રહ[5] લાટ-દેશ રાજા, મરૂ-ભૂપોથી ગુંથાયલા જ ઝાઝા;
લહીં રેઢું તજી સુમિત્ર એને,[6] મળિયા સૈનથીં[7] નીકળીજ તેને.[8] ૫૭
ન[9] છતાં નબળો છતાં બળી એ, નિજને બેઉથી માનતો નથી તે;
કુનદી-જળ જાય વાથ[10] આવે, ઉદધિ[11] તેથીં ક્ષયી ચયી[12] ન કાંવે. ૫૮
દળ સિંધન કેરૂં સન્મુખે છે, મર[13] પૂઠયે મરૂ-ભૂપ ચાર ને બે;
પિતૃ-પુત્ર અચિંત્ય-શક્તિમાન, મુખ કેરો ન ફર્યો તથાપિ વાન. ૫૯
ખસતા રિપુ[14] સન્મુખેથીં ભાળી, ગજવત્ પાછળ ગ્યો ચુલુક્ય[15] ચાલી;
ક્રનડ્યો રણ પૂઠયથી છ ભૂપે, ઝટ પાછો નૃપ તે વળ્યો સકોપે. ૬૦
જગ મ્હાય બળ્યા બધા પ્રદેશો, વળીં ઊઠ્યા વધુ ચોરના કલેશો;
શું પરસ્પર યુદ્ધ તે નૃપોનું, થયું જાણે લડતા બધા ગ્રહોનું. ૬૧
નિરખી નૃપ એ ચુલુક્ય કેરા, દ્વયને[16] શત્રુ-નૃપે ઘણેજ ઘેર્યા;
શશિ-ભાસ્કર જેમ વાદળાંથી, થયું દુર્દિન[17] મનાણું લોકનાથી.[18] ૬૨
વળિયા રણથી ચુલુક્ય-રાજા, યદુઓ તોય ફર્યા નહીજ પાછા;
હરિણો નજ જાય મારગે તેં, અહીં સિંહે તજી દીધ તત્ક્ષણે જે.[19] ૬૩

---

૧. પોતાના દીકરા વીરધવળને-જે પોતાની ભેળો લડવા આવ્યો છે અને ઉતાવળો થઈ વહ્યો જાતો હતો તેને-બીજે હાથે પકડ્યો. ૨. વીરધવળ અને લવણપ્રસાદને. ૩. મારવાડ્યના ચાર રાજા. ૪. પછવાડેથી. ૫. ગોધરા, ત્યાંનો રાજા ધૂધુલ. ૬. લવણપ્રસાદ પિતા પુત્ર તેના મિત્ર હતા તેને. ૭. આ બેના. ૮. મારવાડીને. ૯. એ બે ન હોય તો. ૧૦. અથવા. ૧૧. તો તેથી સમુદ્ર. ૧૨. ભરાઈ જાતો. ૧૩. ભલે. ૧૪. રિપુને. ૧૫. વીરધવળ. ૧૬. બેને. ૧૭. ખરાબ દિવસ તથા વાદળાંવાળો દિવસ. मेघच्छन्नेन्हि दुर्दिनं ( અમર ) ૧૮. લોકોયે માન્યું. ૧૯. તે માર્ગે.

મલયાચલ[1]ની તજી દિશાને, દિશિ સાહી હિમશૈલની[2] જવાને;
બનિયો લવણપ્રસાદ શૂર,[3] ભયકૃત્ વ્યાપક તીવ્ર તાપ પૂર. ૬૪
પ્રથમે હતી બંધુ–બુદ્ધિ ધારી, સહજો[4] જાણી પછી થયા વિકારી;
ખટ એ રિપુ જાણિ જીતવાને, રચિયો[5] યોગ મહીપતે નિદાને.[6] ૬૫
ક્ષય–સિંધુ વિશે શું ભૂભૃતો[7]નું, બુધ જામ્યું લહિ સિંધુ–[8]રાજ સૂનું;
તૃણવત્ જગ સર્વનેંય માને, ચલવ્યો મંત્રિશું[9] દૂતનેં ગુમાને. ૬૬
ચુલુક–ક્ષિતિપાળ–મંત્રિ એહ, ભય–કાળે પણ વ્યાકુળો ન જેહ;
જઈ ત્યાં નમી દૂત એ પ્રવીણ, વિનયેં ગુપ્ત[10]-મદાળી કાંઢી વાણ્ય. ૬૭
તજ્યાં હથિયાર અન્ય–વીરેં, રણમાં તે[11] નૃપ[12] એક એજ ધારે;
અથવા ભુવને નિરાશ્રિતોને,[13] શરણેં જાવું ત્યવા વિનાજ કોને. ૬૮
દળિયું દળ તોય ત્યાંજ[14]ઊભો, યદુ વ્હોયેં તવ માંડમાંડ[15] થોભ્યો;[16]
ગુણ–નિર્જીત[17] તેહના હૃદામાં, વસી વિશ્રામ કર્યોજ અન્યનામાં.[18] ૬૯
પકડ્યો સુતને તથાપિ ચિત્તેં, દુઃખિ થૈ માત[19] ન તેની તે નિમિત્તેં;
ભય–કૃત્ રણ–મધ્ય એહણેયેં, પિતુવત્ થૈ લજવી ન માત જેણે. ૭૦
નજરે પડતાંજ માત્ર જેને, ઝટ છોડાવી યદુપ સિંધનેં ને;[20]

---

૧. મળયાચળ પર્વત દક્ષિણમાં (મલબારમાં) છે. માટે દક્ષિણ દિશાને તજીને. ૨. હિમાચળ ઉત્તરમાં છે માટે ઉત્તરમાં ગયો. ૩. શૂરવીર અને સૂર્ય. સૂર્ય પણ દક્ષિણાયનના મટીને ઉત્તરાયણના થાય છે ત્યારે એવી ગતિ કરે છે. ૪. શરીર ભેળા ઉત્પન્ન થયેલા કામાદિક તથા ભાઇઓ. ૫. ઉપાય તથા અષ્ટાંગયોગ. ૬. આખર. ૭. રાજા અને પર્વતો. ૮. વડવાનો શંખ રાજા. ૯. વસ્તુપાળ ખંભાત હતો ત્યાં તે પ્રતિ. ૧૦. વિનયવડે ઢંકાયેલા મદવાળી. ૧૧. તે હથીયાર. ૧૨. શંખ. ૧૩. નિરાશ્રિત એવાં જે હથિયારો તેને તે આશ્રય આપે છે. અથવા નિરાશ્રિત જનોને તેજ એક હથિયાર ધરી આશ્રય આપે છે એમ પણ લેવાય. ૧૪. યુદ્ધભૂમિમાંજ. ૧૫. મહામ્હેનતે. ૧૬. પકડ્યો. ૧૭. ગુણે કરીને જીતી લીધાં છે એવાં તે યદુઓનાં હૃદયો તેમાં. ૧૮. અને બીજા જનોના. ૧૯. મૂળમાં સવિત્રા છે ત્યાં સવિત્રી જોયે. કા૦ પણ એમજ કહે છે. ૨૦. અને.

ધરિયો નિજભૂજ–પાંઝરામાં, ગુણિયો કયાં નથી માન મ્હોત[1] પામ્યા. ૭૧
કુળ–ધર્મ ન જે તજે મુઝાણો,[2] પણ જે છે કુળ–દીપની સમાણો;
મુજને[3] મુખ શંખ એ કહેજે, સુખ–[4]કૃત મંત્રી–શિરોમણિ[5] સુણો તે. ૭૨
સમજું[6] સમજું છ ષટ્ ગુણોમાં, પણ આ ધીરપ કયાંની છે તમોમાં;
ધણી છે વશમાંણ મ્હાય છેક, ચલવો બે–[7]શક સ્વાધિકાર એક. ૭૩
વિષમા[8] પણ કૃત્ય–માર્ગ–મ્હાય, તમ સ્વામી–સુત કેમ ગોથું ખાય;
પગલે પગલે રહીજ ચેત્યા, કર–ટેકો તમ–તુલ્ય મંત્રી દે ત્યાં; ૭૪
તમથી પણ એ નથીજ છાનું, પુર આ[9] ભોગવટાનું [10]મતપિતાનું.
ગ્રહવા નિજ આવિયો હું ધારી, મુજ એ દ્યો મુજને સમો વિચારી. ૭૫
કદિ આ પુરને સ્વીકારવાની, મન ઇચ્છા અધિકાર ભોગવ્યાની;
નમ્ય તો ઝટ આવી હું ખુશી તો, નથી છેટો અધિકાર તુજથી તો. ૭૬
અધિકારી પિતાતણેજ ખાસે, પુર બીજો પણ કો હુંથી કરાશે;[11]
ભજ્ય[12] જો મુજ રાજ–મ્હોર તુંને, સ્થિર તો છેજ ગુણો ગમે પ્રભુને. ૭૭
કદિ કૈં મન અન્યથાજ ત્હારે, સ્થિત[13] છે તે પણ ઇષ્ટ જે અમારે;

---

૧. મહત્ત્વ. (આ શબ્દ ગુજરાતી જૂનો છે તે હજી વિવાહનાં ચાચરિયાંમાં ચાલે છે. જેમ કે ફઇને પૂછે છે કે, "ભોજાઇએ કાંઇ માન મ્હોત દીધાં?" જવાબ દે છે કે "ઘણું માન્યાં ઘણું મ્હોત્યાં" ઇત્યાદિ. ૨. "મુંઝાણો પણ જે કુલધર્મ ન તજે" એમ અન્વય છે. ૩. મારા મુખ મારફત. ૪. સુખ કરનારૂં કહેણ. ૫. મૂળમાં **मंत्रिरोमणे** છે. તેથી '**रो**' ની પહેલાં '**शि**' મૂકવો ઠીક લાગ્યો. કા૦માં તો **मंत्रिमणे**જ છે, '**रो**' પણ નથી તેથી તેણે '**णे**' ની પછી **वचः** એમ બે અક્ષર ઉમેરી મેળવી દીધું છે એ પણ ઠીક છે. ૬. હું સમજું છું કે તમો છ ગુણો (સંધિ વિગ્રહાદિ) માં સમજુ છો. ૭. બેધડક (નિઃશંક) ૮. અખડદખડા. તથા વસમાણના. ૯. ખંભાત. ૧૦. મ્હારા બાપના ભોગવટાનું. ૧૧. મ્હારે કરવોજ જોશે. ૧૨. જો. (તું) મુજને ભજ્ય તો રાજમહોર તુંને સ્થિર છેજ, એમ અન્વય છે. ૧૩. રહેતું હોય તો.

અણસાધ્ય વિરોધ સાંધવાને, અસિ[૧] તે માટય જમાન મૂજ આ જે.[૨] ૭૮
અભિમાની અસત્ય[૩] જે બનીને, ન ગણે સ્વલ્પજ[૪] માગતા ધણીને;
પછી દે યદિ દંડ કોપ વ્યાપે, સહજીવે સહુ દ્રવ્ય કાંડી આપે. ૭૯
દુખ લાગ્યું બહુજ તેની વાણ્યે, જણવ્યો ન્હૈજ વિકાર મંત્રીરાણે;
પવને રજ ફેંકતાં ન સાથે, કદિ મેલાપણું જાહ્નવી પ્રવાહ. ૮૦
ઉચર્યા જગદેક–બંધુ મંત્રી, પ્રતિ તે ચારની જાણી વાણી વ્હેતી;
કહ્યું જે નિજ સ્વામિનું ચરિત્ર, નવ લાગે બધું કેહને વિચિત્ર. ૮૧
રવિવત્[૫] અતિ તીવ્ર શંખ–તેજે, તનુ સુકાયલ લક્ષ્મદેવ[૬] સ્હેજે;
તરૂ ઉચ્ચ–સમો વધેલ સાવ, શકિયો બાળીજ યાદવેંદ્રદાવ. ૮૨
રણમધ્યજ[૭] એક પ્રીતિમાન, બળ એનું જગ સંભળાય કાન;
સ્તુતિના બકવાટ [૮]શૃંગશબ્દે, સુભટો ને[૯] પર[૧૦] બોલતાની મધ્યે. ૮૩
વિપરીત–મતિત્વ એનું[૧૧] માંનું, કર્યું માગું મુજ પાસ શહેર આનું;[૧૨]
ગ્રહ્યું છે હય–સૈન્યની[૧૩] સહાયે, લડીને સિંહથી ભૂપ[૧૪] સિંહ રાયે. ૮૪
બહુથી[૧૫] લડવા ન શકત સ્વામી; મુજ[૧૬] એ એહની[૧૭] માન્યતા નકામી;
નર[૧૮] નિશ્ચલ નિશ્ચયેંજ થાય, સુર તેની કૃતિમાં કરે સહાય. ૮૫

---

૧. તે માટે આજે મારી તરવાર છે તે જામાન છે. ૨. મૂળમાં एषु છે પણ મને एष ઠીક લાગે છે. કા૦ માં પણ તેમજ જોવામાં આવ્યું. ૩. ખોટો અભિમાની બનીને. ૪. થોડી માગણી કરતા. ૫. શંખરૂપી સૂર્યના આકરા તડકાયે સુકલકડી થઈ ગયેલા લક્ષ્મદેવને યાદવેંદ્ર ( સિંધન ) રૂપી દાવાનળ સુખેથી બાળી શક્યો. ૬. 'સ્હેજે'નો બાળી શક્યોની સાથે સંબંધ છે. ૭. આ શ્લોક મૂળમાંજ સરસ ભાવવાળો નથી. તોપણ ભાવ એવો છે કે તેને રણમાંજ એક પ્રીતિ છે એવાં તેના બળનાં વખાણ સુભટોને અને બીજાઓને કાને આવે છે. ૮. શીંગડાં. ૯. અને. ૧૦. બીજાઓ. ૧૧. શંખનું. ૧૨. આ શહેરનું. ૧૩. ઘોડાની ફોજવડે પણ સિંહ ( સંગ્રામસિંહ=શંખ ) પાસેથી. ૧૪. રાજાઓમાં સિંહ સરખા રાજાએ. ૧૫. બહુ શત્રુઓથી. ૧૬. મુજસ્વામી. ૧૭. એ શંખની. ૧૮. જે નર નિશ્ચયવડે નિશ્ચલ થાય ( દૃઢ નિશ્ચયી હોય ) તેની.

એક પાટકનું ન કર્મ ભાળ્યું, નહિ સિદ્ધેશ્વર પાસ યુદ્ધ ન્હાળ્યું,
કશ્યું[1] એ પણ આ મનસ્વિની એ, ક્ષિતિ લીલાર્થીજ પામવા ચહે જે. ૮૬
સુત લે[2] પિતૃ–વિત્ત એહ ન્યાય, નિરખ્યો છે નર અન્યની સહાય;
પર–સંપદ ઇચ્છિતા નૃપાર્થ, તરવારે જ કર્યોચ એ કૃતાર્થ.[3] ૮૭
વચને મુજ સ્વામિને તમારા, વદ[4] જે છે બધુ જાણ્યમાંજ ત્હારા;
ત્યજય આ અભિમાન કાં છઉં હું, કરજે કાર્ય વિચારીને પછી તું. ૮૮

વાણી સુણી સચિવ–મંડલ[5] ઇંદ્રની એ,
કોપે વદ્યો કઠણ અક્ષર તે[6] ફરીયે;
ઉઃ આમ બોલ્ય મદ–મંદ–મતિજ તું શું,[7]
એ દેવનું[8] દઢપણું નથી જાણતો તું. ૮૯

ત્હારી ઉપર શસ્ત્ર ધારણ કર્યે લાજે અમારો પતિ,
જે એક ધનસેન[9] સિંધન તિરસ્કાર્યો રણાંતે[10] અતિ;
તો ત્હારા ચિતમાં વિચાર કણિકા જો હોય તો છોડી દે,
આવું આ અભિમાન ને તું કવચે[11] દે છોડી ન્યાર્યો તે. ૯૦

પછી સચિવ અવશ્ય ઝૂઝવાની, તરફ ધરે મતિ એમ સુજ્ઞ[12] માની;
વન પ્રગટયલ અગ્નિ જેમ[13] ધાસે, તરત ગયો રણ–વાંછિ[14] સ્વામિ પાસે. ૯૧

---

ઇતિ શ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વર દેવવિરચિત
"કીર્ત્તિ કૌમુદી" નામના મહાકાવ્યના આચાર્ય
વલ્લભજી હરિદત્ત કૃત સમશ્લોકી ગુર્જર
ભાષાંતરમાં દૂત સમાગમ
નામે ચતુર્થ સર્ગ
સમાપ્ત થયો.

---

૧. એમાં શું ? પણ એ સ્વતંત્ર માણસની પૃથ્વી એ શંખ રમત મા-માં લેવાને ઇચ્છે છે એ આશ્ચર્ય છે. ૨. દીકરો ગ્રહણ કરે. ૩. એ ન્યાય ાવ્યો છે. ૪. કહેજે. ૫. મંત્રિમંડળમાં ઇંદ્ર સરખા. ૬. તે દૂત. ૭. મદને ધે મંદ છે મતિ જેની એવો તું આમ શું બોલે છે ? ૮. રાજા. ૯. ઘાટી છે ના જેની. ૧૦. રણના મધ્યમાં. ૧૧. બખતર પણ. ૧૨. ડાહ્યો (એ દૂત) ૩. જેમ જાય તેમ. ૧૪. રણને ઇચ્છિતા.

# સર્ગ ૫ મો.

---

ઉશ્કેર્યો તે પછી ચારે,[૧] વિચારો શત્રુના કથી;
ખ્હેક્યો સિંધુ-રાજ-પુત્ર, સિંધુ જેમ સમીરથી.[૨] ૧
કોપેલો ખડ્ગથી શોભે, સિંધુરાજતણો સુત;
કલ્પાંત કરવા જાણે, મહાદેવ યમેં યુત. ૨
ભ્રૂકુટી ઘટના જેના, ભાલેં ભયદ શોભતી;
યુગાંતેં વહ્નિ વમતા,[૩] ત્રિનેત્ર[૪]-નેત્ર જીતતી. ૩
રોષેં હસમુખો શંખ, શંખપાણિ[૫]-સમ દ્યુતેં;[૬]
કેનેં ન ભય દે જેમ મેઘ સશ્વેત-વિદ્યુતેં.[૭] ૪
તે ચડયે અશ્વથી ઉડી, તે ધૂડયેં વાદળાં બન્યેં;
અકાળેં જણાવ્યું જાણેં, ચોમાસું રાજહંસને.[૮] ૫
કેતુ-રૂપી પત્ર-છત્રે, સેના છાયેલી તે તણી;
ચાલતી[૯] વાડીની પંક્તિ, બાહુ-સ્થ જયશ્રીતણી. ૬
રોફ[૧૦] વેગે તટેં આવી, વટકૂપ[૧૧] તળાવને;
જણાવ્યું ઢોલને ઘોષેં, નિજાગમન શત્રુને. ૭

---

૧. દૂતેં. ૨. વાયુ. ૩. ઓકતા=ઝરતા. ૪. શિવજીનાં ત્રીજા નેત્રને. ૫. વિષ્ણુ. ૬. હાસ્યની કાંતિવડે ( તે ધોળી વર્ણવાય છે. ) ૭. ધોળી વિજળી સહિત. ૮. ચોમાસામાં જ્યારે બધે ઠેકાણે પાણી ડોળું થઈ જાય છે ત્યારે હંસોને માનસરોવરમાં જાતું રહેવું પડે છે, એથી એને ચોમાસું દુઃખદ થાય છે, એમ આંહીં રાજહંસ ( શ્રેષ્ઠ રાજાઓ ) ને શંખે ચઢાઈ કરી ત્યારે ઘોડાના ડાબલાથી ઉડેલી ધૂળવડે વાદળાં વરતાઈ જાણે અકાળ વૃષ્ટિ થાશે એમ ડર લાગ્યો. ૯. આંહીં કા૦ એ વરઘોડામાં ચાલતી કાગળની વાડીની ઘટના કરી છે તે બાહુસ્થ અને જયશ્રી સાથે ઠીક બેસતું આવે છે. ૧૦. રોવાપથી. ૧૧. એ ( વડકુવા ) નામનું તળાવ. કા૦ એ નોટમાં ધોળકાના દક્ષિણમાંનું એક તળાવ લખ્યું છે તે ભૂલ છે.

શબ્દ[1] એ અણબોલ્યાના,[2] આવી કાનકને અડયા;
ચ્હડાવી ભૃગુટી ભાંગી, મંત્રી જાણે ઉગી[3] ચ્હડયા. ૮
ગાંભીર્યે મંત્રિયે જો કે, ભાવ ખુલ્લો ન તે કર્યો;
તોયે વ્યક્ત રૂંવાડાંયે,[4] તે ઊભાં થઇને કર્યો. ૯
સજ્જ સૈનિક–યુક્ શંખ, ભગ્ન–ગંડ[5] કરી પઠ્યે;
દુર્વાર યુદ્ધને જુસ્સે, હળવે હળવે વધે. ૧૦
તે ચૌલુક્ય–નૃપામાત્યે, સૈન્યમાં સઘળે ફરી;
સેનાની રચના કીધી, નિર્ભય ચિત્તને કરી. ૧૧
ધીરો કંચન કર્પૂર, કસ્તૂરી ધારતા હતા;
અગરૂ પુષ્પ–માળા શું, [6]સ્વર્ગસ્ત્રી ભોગ ઇચ્છિતા. ૧૨
યુદ્ધારંભે[7] વધી સંપત્, બળની ત્યાર તેથી થૈ;
ઉછાંછળી મંત્રિકાયા, તેમાં કવચ માય ન્હૈ. ૧૩
જમણા પગથી પૃથ્વી, ખોદતો જય સૂચવે;
એવા અશ્વે ચ્હડયો વેગે, અશ્વરાજ સુતત્યવે. ૧૪

---

૧. આંહીં કા૦ માં **નિસ્વમાને** બદલે **નિસ્વના** પાઠ મૂક્યો છે, તે સારો છે; મેં પણ તે પ્રમાણેજ અર્થ કર્યો છે. ૨. ઢોલ સ્વતઃ બોલતો નથી માટે અણબોલ્યો. ૩. સૂર્યની પેઠે ઉદય પામીને. ૪. મૂળમાં **શિરોરુહ** છે ત્યાં **તનૂરુહ** હત તો ઠીક હતું. ૫. આંહીં કા૦ માં **શૃંખ** પાઠ છે તે બરાબર નથી. જો કે તે સાંકળ તૂટેલા હાથીના અર્થ માટે માન્યો હશે પણ સાંકળને માટે **શૃંખલા** શબ્દ છે, **શૃંખ** નથી; તેમ સાંકળ તૂટે ત્યારે હળવે હળવે ચાલે નહીં પણ ઉલટો દોડે. **શંખ** એવું હાથીના ગંડસ્થળનું નામ છે, અને તે ભાંગે ત્યારે હાથી હળવે હળવે ચાલે. પાછળથી જોવામાં આવ્યું કે દર્યાં-કમાં પણ **ભિન્ન શંખ** પાઠ છે. ૬. આંહીં **સ્વઃસ્ત્રી** છે તેને બદલે **સ્વસ્ત્રી** હોય તો ઠીક. કેમ કે લડવાના સમયમાં મંગળવર્ણન કરવું જોઇયે તેને બદલે અમંગળ વર્ણન કવિ કેમ કરે? તે પક્ષમાં "સ્વસ્ત્રી સંભોગ ઇચ્છતા" એમ પાઠ કરવો. ૭. યુદ્ધના આરંભને લીધે બળની સંપત્તિ વધી જવાથી શરીર પુષ્ટ થતાં.

શ્રી વીર[1]-નૃપની મુદ્રા,[2] જે ધારે છે સદા કરે
વીર શૂદ્રકની[3] મુદ્રા,[4] ત્યારે તેણે ધરી ઉરે. ૧૫
યોદ્ધા ભુવનપાળાદિ, જો કે આગે તદા થયા;
શૂરતાયે તોય તેને,[5] તેની આગે જને લખ્યા. ૧૬
આગે શંખચમૂ-ચક્ર, મધ્યમાં છે રણાંગણ;
પારે[6] સાગરકેરે એ,[7] ઊભો વીર-શિરોમણ્ય. ૧૭
યુદ્ધ પાસે છતાં તેવે, તે મંત્રી-મુકુટે નહિ;
શૌર્ય દાખવ્યું બોલીને; ક્રિયાસાર[8] અવ્યા સહી. ૧૮
તેને રણ-મુખે શંખે. નિરખી ખીલતા મુખે;
કરે રમાડવા માંડી, તરવાર રણો-મુખે. ૧૯
પુરીમાં ન શક્યો પેશી, શંખ સામેથી તેહની;
સામે[9] દશરથે જેમ, ક્રોધી રોહિણીમાં શનિ. ૨૦

---

૧. વીરધવળ રાજા. ૨. મ્હોર. ૩. મૂળમાં **वीर शूद्रक** છે. કા૦ એ **वीर शूरक** પાઠ મૂક્યો છે. બંને પાઠ સરખા અઠીક છે. વીર એટલે મહાવીર સ્વામી લઈયે, કેમ કે યુદ્ધ જેવા પ્રસંગમાં પોતાના ઈષ્ટદેવની મૂર્તિ હૃદયમાં રાખવી એ સર્વ પ્રકારે ઉચિત છે; પણ ત્યારે પછી શૂરક કે શૂદ્રક શું ? મહાવીર સ્વામી ઇક્ષ્વાકુવંશના હોઈને શૂદ્ર નથી, તેમ વીર અને શૂર બંને સમાન અર્થના શબ્દો છે. રાસમાળા ભાષાંતરમાં લખેલો પ્રતિષ્ઠાન ( પૈઠણ ) નો બ્રાહ્મણનો છોકરો શૂદ્રક વધુ બંધ બેસતો આવે છે, કેમ કે તે વીર પણ હતો ( વિસ્તાર માટે જુઓ માણસ તથા સ્થળના ઓળખાણમાં વીરશૂદ્રક શબ્દ. ) ૪. મૂર્તિ. ૫. મંત્રીને. ૬. આમાં કવિએ પાણિનિના **पारे मध्ये षष्ठ्या वा** એ સૂત્રના પ્રયોગો મૂક્યા છે. ૭. મંત્રી. ૮. ક્રિયામાંજ સાર માનનારા. ( કરી બતાવનાર, બોલનારજ નહીં. ) ૯. જોશીઓએ દશરથને ખબર દીધા કે હાલમાં શનિ રોહિણી નક્ષત્રમાં પ્રવેશ કરશે અને જો એમ થશે તો શકટભેદ [ રોહિણી નક્ષત્રનો ⁚⁚· આવી રીતે પાંચ તારાનો ગાડાની ઉંધના જેવો આકાર છે તેથી તેને શકટક કહેલું છે (લોકો પણ તેને ગાડલી કહે છે) તેમાં પેસવું

ચાલતા મંત્રી—સેને ભૂ, ખોદાતાં ઊડી ધૂળ્ય જે;
ઉદે થનારા મંત્રીના, પ્રતાપાગ્નિજ ધૂમ તે. ૨૧
ઊડેલી ધૂળ્ય, આંધીમાં, ઉજાસે મંત્રી—વક્રને;[1]
ત્યાં શ્રી વીરધવલનો, પ્રગટાવ્યો પ્રતાપને. ૨૨
ન કર્યો ક્ષોભ મંત્રીને, તેને સેને ઘણે પણ;
થોડાએ તે ઘણો જેનું, રણારંભે હર્યું મન. ૨૩
સ્થિત[2] એ ધીરશું થાવા, આત્માદ્વૈતત્વ તે ક્ષણે;
સ્યાદ્વાદી તો મંત્રી શક્ત, કરવા ગોઠડી રણે. ૨૪

---

તે ભેદ ] યોગ થાશે કે જેથી ૧૨ વર્ષની દુકાળી પડશે અને ત્રણે લોક દુઃખી થશે. આથી ચક્રવર્તી દશરથ રાજાએ દુનિયાંની વ્હારે ચ્હડવા વિચાર કરી શનિને રોહિણીમાં પ્રવેશ કરતો અટકાવવા નિશ્ચય કર્યો. વસિષ્ટ ગુરુને આ માટે પૂછતાં તેણે તેની અશક્યતા બતાવી. તોપણ પોતાનો દિવ્ય રથ તૈયાર કરાવી આકાશમાર્ગે ગ્રહમંડળમાં જઈ શનિને ઉદ્દેશી સંહારાસ્ત્ર ચ્હડાવ્યું. શનિએ તેનું અપ્રતિમ પરાક્રમ અને સાહસ જોઈ ગુસ્સે થવાને બદલે હાસ્ય કર્યું, અને કહ્યું કે, તુંને આ ઘડી બાળીને ભસ્મ કરૂં પણ તારા આ સાહસથી હું ખુશી થયો છું માટે વર માગ. દશરથને "ભાવતું હતું અને વૈદે કહ્યું" એના જેવું થયું તેથી તેણે તેજ વર માગ્યો કે, તમારે કોઈ દહાડે રોહિણીમાં પ્રવેશ કરવો નહીં. શનિએ "અસ્તુ" કહ્યાથી દશરથે સ્તુતિ કરી ( જે "સ્તોત્રરત્નાકર"માં નં. ૧૧૫ મે છે ) એ સ્તોત્રથી ખુશી થઈ ફરી વર માગવાનું કહેતાં સ્તોત્રપાઠકને પીડા ન કરવાનો વર પામી દશરથ ઘેર પાછા ફર્યા. ( આ વાત સ્કંદપુરાણાંતર્ગત પ્રભાસખંડના અધ્યાય ૨૪ માં શનૈશ્ચરેશ્વર મહાત્મ્ય પ્રસંગે છે. )

૧. મુખને. ૨. ઉભેલા એવા એ ધીર પુરુષની સાથે આત્માની (ઇશ્વરની અને પોતાની) અદ્વૈતતા (એકતા અને અદ્વૈતભાવ) થાવા સારૂ રણમાં ગોઠડી=વાતચીત ( મૂળમાં **समित्यां** પદ છે તે સભામાં પણ આત્માદ્વૈતત્વ સ્થાપન કરવાનું સૂચવે છે ) કરવા એ સમર્થ છે પણ જો તે મંત્રી વાદી ( શરૂઆત કરનાર ) થાય તો; અને મંત્રી **स्याद्वादी** ( શ્રાવક ) છે માટે.

બંને સેના ભડી ત્યારે, ગોકીરો કારમો થયો;
સમુદ્રનો મહા–ઘોષ, જે આગે મંદ થૈ ગયો. ૨૫
બંને સેના વિષે ગર્વે, સર્વે વીરો સુકોપથી;
ચ્હડાવી ભ્રમરો બંને, નમાવ્યાં ચાપ રોપથી.[1] ૨૬
સંધિ થયો ત્યાં તીરોને, ચાપની દોરીની સહ;
તે સુપ્રસિદ્ધ યોદ્ધાને, થયો અન્યોન્ય વિગ્રહ. ૨૭
કાને અન્યતણે લાગે,[2] અન્ય[3] જીવિતને હરે;
કરી એમ શરો સત્ય, કૃત્ય દુર્જનનું[4] કરે. ૨૮
સંગ્રામ–તીર્થે વિશિખો,[5] છૂટી ગુણથકી[6] ગયે;
શૂરને[7] ભેદીને કીધો, પર પૂરુષમાં લય. ૨૯
છોડી ભાથા ચ્હડે ચાપે, વેગે કરી શરો બધે;
પક્ષવાનનું[8] એ ચિન્હ, આગે શૈથિલ્યમાં[9] વધે. ૩૦

---

૧. રુઆબથી. ૨. વાગે અને વળગે. ( વાત કહેવાને ) ૩. અન્યના. ૪. **अहोखलभुजंगस्य विचित्रो यं वधक्रमः ॥ अन्यस्य दशते कर्णमन्यः प्राणैर्विमुच्यते ॥** ( હિતોપદેશ ) ૩–૪ એટલે પહેલો અન્યને બાણ મારનાર. એટલે તે કાન સુધી પ્રત્યંચા ખેંચે તેથી તેના કાનને બાણ વળગે (અડે) એટલે અને દુર્જન કોઈને મારી નંખાવવા બીજાના કાનમાં વાત કરે એટલે અન્યના કાનને વળગે. (વિરોધમાં બાણ બીજાના કાનને વાગે અને મરે (બીજો.) ૫. શિખા મૂંડાવીને તથા બાણ. ૬. બાણની પ્રત્યંચા, અને ૩ ગુણ. ૭. વીર અને સૂર્ય. (૫–૬) **द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ परिव्राट् योग युक्तश्च रणेचाभिमुखोहतः ॥** એ શ્લોકમાં વીર અને યોગીને માટે છે અને આમાં બાણ અને યોગીને માટે શ્લેષમાં છે. બાણ પોતેજ નામેજ વિશિખ છે તે **संग्राममां** પ્રત્યંચાથી છૂટીને શૂરને ભેદીને પર=શત્રુમાં લય કરે છે એટલે તેનો નાશ કરે છે. અને યોગીઓ તીર્થમાં મુંડમુંડાવી ગુણ (સત્વરજ તમ)થી મુક્ત થઈ સૂર્યમંડળને ભેદી એટલે તેથી ઉપર જઈ પરપૂરુષ બ્રહ્મમાં લીન થઈ જાય છે. ૮. પોતાના પક્ષવાળા અને પાંખવાળાં. ( બાણને પાંખ હોય છે. ) ૯. વીંખાણું હોય ત્યાં.

શત્રુની છાતી ફાડીને, ગયાં છે આગળે શર;
હૃદયે સ્થિતિ ધીરોના, ન પામે નિર્ગુણો[1] ચિર. ૩૧
ભાલદારો[2] ભાલદારે, ખડ્ગીથી ખડ્ગીયો લડે;
યુદ્ધા યુદ્ધાથીં અશ્વારો, અશ્વારો–સાથ જૈ ભડે. ૩૨
દેવા[3] દાન શું તૈયાર, મંત્રી–હાથની સોબતે;
તરવારે તજ્યો કોશ, બીડેલી મૂઠી તોય તે. ૩૩
વીરોનાં પાણિ–પાદાબ્જે,[4] પૂજી જાણે રણ–ક્ષિતિ;
કેશ[5] દૂર્વા શિર–ફળે, જાણે આપેચ અર્ઘ તે. ૩૪
અહિંસા વ્રત ભંગાણે, એને[6] દોષ દીઠાં કયવો;
પુરુષ–વ્રતનો જેણે, કર્યો નિર્વાહ એહવો.[7] ૩૫
અહિંસા–ભંગથી ખેદ, થયો તેને મટાડવા;
તે શૂર શર–વૃષ્ટિમાં, સ્નાન શું કરતા હવા. ૩૬
પીઠે હિમ્મત દે સ્વામી, બર્દાવે ભાટ આગળ;
થયું એ બળિયાઓને, વિશેષે વધવા બળ. ૩૭
ભેદ્યા મંત્રી[8] ન શત્રુયે, તાકી મૂકયા શરે પણ;

---

૧. ગુણ વિનાના ( મનુષ્ય ) અને પણછ વગરનાં ( બાણ ). ૨. ભાલાં વાળા. ૩. જો કે તરવાર ( કૃપણની બહેન કેમકે તે કૃપાણ કહેવાય છે તેથી ) મૂઠી બાંધેલી રાખે છે. એટલે ધન વાવરતી નથી. તરવારની મૂઠ બાંધેલી હોય છે તેથી. તોપણ તેને મંત્રીના હાથની સોબત થઈ એટલે તેના હાથમાં રહી માટે મંત્રીના હાથની પેઠે તે પણ દાન દેવા તૈયાર થઈ તેથી મંત્રીનો હાથ જેમ કોશ=ભંડાર છોડે છે=છૂટો મૂકે છે તેમ આણે પણ કોશ=મીયાન છોડયું. એટલે મંત્રીએ તરવાર ખુલ્લી કરી. કુવલયાનંદમાં તરવારની અને કૃપણની તુલ્યતા વર્ણવી છે— **દૃઢતરનિબદ્ધમુષ્ટેઃ કોશનિષણ્ણસ્ય સહજમલિનસ્ય ॥ કૃપણસ્ય કૃપાણસ્ય ચ કેવલમાકારતો ભેદઃ ॥** ('પા' અને 'પ' એ 'આ' સ્વરનો અને આકૃતિ= દેખાવનો માત્ર ફેર છે બાકી તો બંને સરખાંજ છે ) ૪. હાથ પગરૂપી કમળનાં ફૂલ. ૫. અર્ઘમાં દૂર્વા અને શ્રીફળ હોય છે. ૬. મંત્રીને. ૭. વીરનું વચન પાળ્યું એ. ૮. મંત્રીને.

પાળ્ય બાંધી કરે કોક, અદૃષ્ટ શિષ્ટ[1]-રક્ષણ. ૩૮
આગે સુભટ-લોહીની, નદીનું પૂર દુસ્તર;
તોયે ન ખાય વીસામો, શત્રુ સામે જતાં નર.[2] ૩૯
ભાળી ન સંભવે એવો, અડગો રિપુનો રણે;
અને[3] સ્વસેન સંહાર, આરંભ્યો શત્રુયે ક્ષણે. ૪૦
વીર સંગ્રામ સિંહાખ્ય,[4] ઉઠ્યે શંખ વધ્યો રણે;
[5]ભભકો ભભકાની સ્વ, ફેલાવી બહુ જેહણે. ૪૧
[6]પરે દુઃસહ દેખાવ, જેનાં વાંકાં ભવાં તણો;
ચળકાટ ખમે કોણ, સંગ્રામસિંહ-ખડ્ગનો. ૪૨
આવતા કાળ જેવા તે,[7] ચાલ્યો સન્મુખ શંખના;
જોદ્ધા ભુવનપાલાખ્ય, છોડી જીવિત વાંછના. ૪૩
સેંથો[8] પાડી શત્રુફોજેં, સામંત મિત્ર શંખનો;
વચ્ચે પેશી પ્રતિ યોદ્ધો[9] ગુલ[10]વંશી તણો બન્યો. ૪૪
શસ્ત્રો શસ્ત્રોવડે ભાંગ્યાં, બે સમોવડ કો નથી;
લડે મલ્લ સમા બંને, કેશાકેશી[11] બથંબથી. ૪૫

---

૧. મોટા=મંત્રી તેનું. ૨. વીર. ૩. અને શંખે પોતાની સેનાનો સંહાર થતો જોઈને. ૪. સંગ્રામસિંહ નામનો. એનું બીજું નામ શંખ છે એટલે તે બંને એકજ. ૫. ભભકનું બહુ વચન. ૬. શત્રુને દુઃસહ છે. ૭. તે શંખની સામો. આંહીં કા૦ માં **तमंकमिवमायांतं** પાઠ છે તે ખોટો છે કેમ કે **तं अंकं इवं आयांतं** એમ પદચ્છેદ કરવો પડે તેમાં **इवं** ખોટું થાય છે તેથી આપણો **तमंतक मिवायांतं** પાઠ સાચો છે. જો કે અર્થ બંનેના જુદા ( પાસે આવતો અને કાળ જેવો આવતો ) છે પણ તે બંને અર્થમાં વાંધો નથી પણ પાસેના અર્થમાં **इवं**નો કેમ અને ક્યાં નિર્વાહ, અને સમાસ કરવો. ૮. શત્રુની ફોજરૂપી સ્ત્રીનો સેંથો પાડીને એટલે સેનાના મધ્યમાં આડા હતા તેને મારી હઠાડીને માર્ગ કરીને. ૯. સામો લડનારો. ૧૦. એક વંશ ( ગરીબાગુલિયા ? મે. વાટસન સાહેબની માન્યતા ) તે વંશનાની ( ભુવનપાળની. ) ૧૧. સામસામા ચોટલા ઝાલીને.

આકાશે અપ્સરા યુદ્ધ, હતાં તે એનું દેખતાં;
બહુ માને મળી જે સ્વ,–આંખ્યને અનિમેખતા.[1] ૪૬
તેણે સામંતને શીઘ્ર, પાસે મોકલ્યો કાળની;
સામે ગયો થવા યુદ્ધ, સાથે સંગ્રામસિંહની.[2] ૪૭
મારી મારી ખડ્ગ શંખે, ખંડ ખંડ કર્યું તન;
ભુવનપાળનું યુદ્ધે, પણ પૌરૂષ ખંડયું ન. ૪૮
શંખ ખડ્ગે ભગ્ન–શીર્ષ, વીર એ મંત્રીવીરનો;
ધણીની મ્હેરબાનીનો, પ્રાણ દૈ અનૃણી[3] બન્યો. ૪૯
ભુવન–પાળનો નાશ, સુણી સંગ્રામ મરતકે;
મંત્રી વધ્યો વધુ રણે,[4] તેજ વૈરથી તે તકે. ૫૦
બ્હોરવા વીરને વ્હાલો,[5] સ્હેલો પ્રાણો વડે યશ;
સમરાપણમાં[6] પેઠો, વીર વીરમ લૈ અસિ. ૫૧
જયંત શંખનો પાળો, મંત્રી પ્યાદલ વીરમ;
જયશ્રીના[7] ન્યાય માટે, ગયા શંભુ–સભા ગમ.[8] ૫૨

---

૧. મટકાં ન મારવાપણું. દેવતા બધા અનિમેષ તે સારૂજ કહેવાય છે. ૨. ઉર્ફે શંખની. ૩. પ્રાણ આપીને મહેરબાનીનો બદલો વાળ્યો. ૪. રણ તરફ. ૫. યશનું વિશેષણ છે. ૬. સંગ્રામરૂપી બજારમાં ૭. ઈનસાફ કરાવવા કે જયશ્રી કેને વરે? ૮. તરફ. હર્ષાંકમાં આ ઠેકાણે **उभौ वज्रिसभां प्राप्तौ सस्पृहौ विजयश्रिये** એમ શ્લોકાર્ધ છે તેમાં આ ગ્રંથના **उभौ शंभुसभां यातौ सविवादौ जयश्रिये**માંના **यातौ** અને **सविवादौ**ને બદલે **प्राप्तौ** અને **सस्पृहौवि** એ પાઠફેર છે તોપણ તેના કરતાં આપણને **शंभुने** બદલે **वज्रि** છે તે બહુ કામતું છે કેમ કે ન્યાય ચુકવવા શિવજીની સભા કરતાં ઈંદ્રની સભા વધારે લાયક ગણાય. મારી પાસેની પ્રતમાં **उभौ शंभुसतां** પાઠ છે મેં તેનો **संभृशतां** એમ સુધારો કર્યો હતો. જેનો અર્થ દઢતા ધારણ કરવાવાળા (અડગ) થયા એમ થાય. પણ મી. કા૦નો **शंभुसभां** પાઠ જોયો ત્યારે તે ઠીક લાગ્યો. કેમ કે મારા સુધારામાં ત્રણ અક્ષરનો ફેરફાર કરવો પડ્યો હતો અને

વીર ચાચિગદેવે[1] ત્યાં, ખરચી સ્વતનૂ રણ;
મૂકી સ્તુતિ સ્વબાહુની, વેરીની વાણમાં પણ. ૫૩
વિપત્તિ પામીને ઊભો, ભાગ્યે સ્વસૈન તત્ક્ષણે;
સોમસિંહે કર્યો યજ્ઞ,[2] પગલે પગલે રણે. ૫૪
ન હણ્યો[3] સ્વામિ-શત્રુને, મુવો એમ શું લાજીને;
એવો ગયો એ વિજય,[4] ન આવ્યો ફરી આંહિ જે. ૫૫
ભોમે[5] પટકવા ધારી, શંખ જેને હણ્યો દઢ;
તોયે ભુવનસિંહાખ્ય, ભટ સ્વર્ગે ગયો ઝટ. ૫૬
વ્હાલાં પ્રાણથીયે શસ્ત્ર, ક્ષત્રિને એમ છે સહી;
તો અભ્યુદય[6] સિંહાખ્યે, તે[7] તજ્યા તે[8] તજ્યાં નહીં. ૫૭
સ્વખડ્ગે શીર વીરોનાં, કાપીને વશમો કર્યો;
તે યુદ્ધ-માર્ગે ક્રોધાંધ, વિક્રમસિંહ[9] સંચર્યો. ૫૮
દુર્જનો[10] આંગળી ચીંધે, એ વ્હીકે કુંતસિંહ ત્યાં;
વકર્યો વિષ્ણુવત્ બુદ્ધિવાળો, ભાલાળ[11]-યુદ્ધમાં. ૫૯
નીકળ્યાં મુખ ભાલાનાં, તેના ભેદેલ અંગથી;

---

આમાં માત્ર એકજ અક્ષર (**તાં**) ફેરવવો પડ્યો છે માટે તે પાઠ સ્વીકાર્યો છે. હર્ષાંકનો **वज्रि** પાઠ સ્વીકારીએ તો આમાં "ગયા ઇંદ્ર સભાગમ" એમ પાઠ રાખવો ઠીક પડે.

૧. એક યોદ્ધો. ૨. રણમાં સામો ચાલે તેને પગલે પગલે યજ્ઞનું ફળ થાય છે. **पदानि क्रतुतुल्यानि आहवेष्वनिवर्तिनां** ( સુ. ભાં. પૃ. ૨૩૨ શ્લો. ૩૪૫ ) ૩. પોતાના ધણીના શત્રુને માર્યા વિનાજ મુવો (હું મુવો છું) એમ શરમ પામીને શું ? ૪. એક યોદ્ધો. ૫. હેઠે નાંખવાનું ધાર્યું તોપણ એ તો ઊંચો ચ્હડી ગયો. ૬. પ્ર. ચ. માં હૃદયસિંહ છે. ૭. પ્રાણ. ૮. શસ્ત્રો. ૯. એક યોદ્ધો. ૧૦. મૂળમાં આ શ્લોક ત્રુટક છે. પણ કા૦ ને મળેલા એક પુસ્તકમાંના શ્લોકને આધારે આ શ્લોક રચ્યો છે. ૧૧. ભાલાળા=ભાલાં જેમાં ચળકી રહ્યાં છે એવા.

નિષ્પત્ર વૃક્ષના જેવો, શોભે તે[1] ત્યાંહ તેહથી. ૬૦
આગળે મંત્રી હીરાને,[2] ઊભેલો એમજ સ્થિર;
શંખનેંય ચમત્કાર, પસર્યો જોઇને ઉર. ૬૧
પર[3]–પૂરુષને તેનેં, સાક્ષાત્ વિકાર વર્જીત;
જોઈ જાણે શંખ જાગ્યો,[4] વિરમી કોપ[5]–સંપત. ૬૨
ચૌલુક્ય–મંત્રીતણી શક્તિ અવાર્ય માની,
તે[6] ઢાંકતો રજથી શંખ દશા[7] દિશાની;
કંપાવતો નરપતિ–દ્રુમ પત્ર[8] વત્તાં,[9]
ઊભા લહી સચિવને ખસિ દીધ વટ્ટાં. ૬૩
મંત્રીશ[10] આ અનુભવેલ ભટોની ભીડય,
તાપો ખમ્યા[11] જ્વલનના[12] જયમ હેમ–પિંડ;
નેત્રો ભર્યા હરખનાં શુભ આંસુ થોકે,
ધાર્યું[13] અતિશય વખાણ્યલ તેજ લોકે. ૬૪

---

૧. કુંતસિંહ. શરીરમાં ભાલાં ભોંકાઇને તેનાં ફળાંઓ બીજી બાજુ બહાર નીકળ્યાં છે તેથી પાંદડાં વગરનું અર્થાત્ એકલી ડાળોવાળું ઝાડ હોય એમ શોભે છે. આ શ્લોકમાં મૂળમાં છેલ્લા પાદમાં **शोयंद्रुमवोद्‌लः** છે તેથી કા૦ પોતાની નોટમાં લખે છે કે–" મૂળમાં બરોબર વંચાતું નથી તેથી સમજી શકાતું નથી. " ખરૂં છે કે એ શ્લોકમાં કા૦ માં–**भित्वा० रंगिस्यो० ॥ उद्दलन् शुशुभे तत्र शोयं द्रुम वोद्‌लः** અને મારી પાસેનામાં **भित्वा० रंगिस्यो० ॥ उद्दलन्सोशुभेतत्रेशोयंद्रुमऽवोद्‌लः** છે. એમ બીજે પણ ખોટું છે તોપણ તેને આમ શુદ્ધ કરી શકાય છે—**भित्वा मल्लीभि रंगेभ्यो निर्गताननपंक्तिभिः ॥ उद्दलन् शुशुभे तत्र सोयं द्रुम इवाद्‌लः ॥** અને એ પ્રમાણેજ ભાષાંતર પણ કર્યું છે. ૨. મંત્રી હીરો છે અને પોતે શંખ છે તેથી શરમાઈને. ૩. શત્રુ પુરુષ તથા ઉત્કૃષ્ટ પુરુષ, અથવા ઇશ્વર. ૪. શુધ ઠેકાણે આવી. ૫. કોપ શમી ગયો. ૬. તે શંખ. ૭. બાજુ. ભાગતાં ધૂડ ઉડે છે તેવડે. ૮. રાજારૂપી ઝાડ તેનાં પાંદડાં તથા વાહનો. ૯. વધારે. ૧૦. આ મંત્રીશે. ૧૧. ખમ્યા છે. ૧૨. અગ્નિના. ૧૩. મંત્રીશે, લોકે વખાણેલું અતિશય તેજ ધારણ કર્યું.

યોગી[1] યથા તીક્ષ્ણ ધીઁ મંત્રીશણે,
સંહારવા આવ્યલ કાળ જાણેં;
સંગ્રામસિંહાવ્હયને નિવારી,
કર્યું પુર–શ્રેય સ્વ–યોગ–જોરે. ૬૫
રોપી રૂંવાડીઁ બધીઁ વીર રસેંજ જેની,
જે મંત્રિયે રણ–ધરા નિરખી મજેની;
જ્યાં છિન્ન માંસ ભટનાં રણ–ગીધ ચાટે,
પાછા વળ્યા બળ–વખાણ થતા સુભાટેં. ૬૬
ભૂપે[2] છતાં મન વિરૂદ્ધ સ્વ–બંધુતાથી,
રોકાઈ[3] સંધિ[4] કરીઁ તે નર–વીર સાથેં;
દુ:સહ્ય–પૌરુષ બળી–સુત[5] કેરીઁ સાથ,
તેયેં ગયો સ્વનગરી લવણપ્રસાદ. ૬૭
રિપુ–નૃપ નિરૂત્સાહી, સાથેં બુડેલજ ક્યાંક તે,
ચુલુક નૃપ શૂરો પ્હોચ્યો યુદ્ધ અબ્ધિ તણે તટેં;
પ્રિય–કર ગુણે ધન્વી, ચાણિક્ય પંડિત શું નવો,
દશ દિશ વિશે ઝાઝા, ફેલાવતો યશને હવો. ૬૮

---

ઈતિ શ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વર દેવ વિરચિત
"કીર્ત્તિ–કૌમુદી" નામના મહા કાવ્યના આચાર્ય
વલ્લભજી હરિદત્ત કૃત સમશ્લોકી ગુર્જર
ભાષાંતરમાં યુદ્ધવર્ણન નામે
પંચમ સર્ગ સમાપ્ત.

---

૧. આનો અન્વય આમ છે–તીક્ષ્ણ=તીવ્ર. ધી=બુદ્ધિના. મંત્રિશણે=મંત્રીશ્વરે યથા યોગી. (સ્વશરીરને સંહારવા આવેલા કાળને સ્વયોગબળથી નિવારીને સ્વશરીરનું કુશળ કરે ) તેમ સ્વયોગ=યુક્તિપ્રયુક્તિના જોરે જાણે કાળ સંહાર કરવા આવ્યો હોય એવા સંગ્રામસિંહ નામનાને નિવારી=હઠાડીને, પુરશ્રેય=કુશળ કર્યું. ૨. રાજા લવણપ્રસાદ પણ. ૩. લડાઈ બંધ કરીને. ૪. આ સંધિ થતી વખતે કરારપત્ર કર્યું તેની નકલ શાકિ રા. મા. પ્ર. ભા. પૃ. ૪૫૫ માં વિગત છે. ૫. વીરધવળની.

# સર્ગ છઠ્ઠો.

તે વસ્તુપાળે બળથી નિવારી, દુઃશક્ય એ આકૃત એમ ધારી;
મહોત્સવોની ચલવે પ્રવૃત્તિ, ઉત્પાત વીતે પુર કેરી વસ્તી. ૧
લીંપ્યા સુધાતુ-રસ ઘેર ઘેર, મધ્યેં કર્યા સ્વસ્તિક[૧] ઠેર ઠેર;
તૂરી-સ્વનોની અનુકૂલતાયેં, કુલ-સ્ત્રીઓ મંગળ-ગીત ગાયે. ૨
વિશેષ પૂજા થઈ દેવ કેરી, શ્હારાનીં[૨] શોભા બની ત્યાં ઘણેરી;
આનંદ વર્ત્તો પુર-પૂરુષોમાં, વિશેષ વેષો સુવધૂ-જનોમાં. ૩
નિમેષ અર્દ્ધો પણ જ્યાં ન આવે, નિદ્રા નિશાયેં રિપુ-ઉદ્દરાવે;[૩]
નીરાંત કીધી સચિવોત્તમેં તે, તેઓની એ[૪] હર્ષ-ભરી થઈ છે. ૪
પુર-પ્રજાને મુદ[૫]-અમૃતેથી, થંડી કરી છે અતિશેં જ તેથી;
તળાવની દોલત ખેંચી લે જે, ગ્રીષ્મે ન ભીતિપ્રદ ત્યાં થયો તે. ૫
શિરીષના[૬] પુષ્પ સમૂહ બ્હાને, દીવો પ્રકાશે શું હૃદેજ આને[૭];
આષાઢ[૮] વાળો દૃઢ ટાળી કામ,[૯] શું ગ્રીષ્મ આવ્યો બની ભિક્ષુ આમ. ૬

---

૧. સાથિયા. ૨. રાજમાર્ગ. ૩. અશાંતિ. ૪. નીંદર. ૫. આનંદ અથવા પ્રમદા શબ્દ સ્ત્રી પર લઈએ તો " પ્રમદામૃતેથી, ઠંડા કર્યા " એમ પાઠ લેવો. ૬. સરસડાનાં. ૭. ગ્રીષ્મ ઋતુને. અને જ્ઞાન રૂપી દીવો. ૮. આષાઢ મહિનો અને ખાખરાનો દંડ. ૯. ગ્રીષ્મ ઋતુ કામને મંદ કરનાર છે, અને ભિક્ષુને પણ કામવાસના હોય નહીં. ઋતુઓ જેમ બબ્બે સંક્રાંતની છે તેમ બબ્બે માસની પણ છે. તેમાં જેઠ અને આષાડ ગ્રીષ્મ ઋતુના છે. જેમકે-**વસંત**-મીન અને મેષમાં. **ગ્રીષ્મ**-વૃષ અને મિથુનમાં. **વર્ષા**-કર્ક અને સિંહમાં. **શરદ**-કન્યા અને તુલામાં. **હેમંત**-વૃશ્ચિક અને ધનમાં. અને **શિશિર** મકર અને કુંભમાં. તેમજ-**शिशिरः पुष्प समयो ग्रीष्मोवर्षाशरद्धिमः ॥ माघादिमासयुग्मैस्तु ऋतवः षट् क्रमादिमे** ॥ ( શ. સ્તો. મ. પૃ. ૨૪૧ ). એ પ્રમાણે-**શિશિર**-માઘ અને ફાગણમાં. **વસંત**-ચૈત્ર અને વૈશાખમાં, અને **ગ્રીષ્મ**-જેઠ અને આષાડમાં આવે. ઇત્યાદિ.

શસ્ત્રી[1] બધાને કરવા અશસ્ત્રી, ભાળી મચેલા[2] ચુલુકેંદ્ર મંત્રી;[3]
માનું મનો[4]ભૂ પણ મંદ ભાવે, ચાપક્રિયા ચંચળતા ચલાવે. ७
દિઙ્મંડલી પાટલિ[5]પુષ્પવાસ, ભરેલ સદ્વાયુ–મિષે સ્વસાસ;
સંતોષથી મૂકતી હોય આપ, જેના[6] મટાડયા સચિવે ઉતાપ. ८
ભમંતી કીર્ત્તિ અમને[7] સુખેથી, તેની[8] તરો થૈ નહીં અલ્પ એથી;[9]
એ ધારણા એની[10] ગણાય વ્યર્થ, છે સિંધુયે એ[11] તરવા સમર્થ. ९
શુચિ[12] અને મંત્રી પ્રતાપી[13] ભારી, ગ્રીષ્મે પ્રતાપી શુચિ નામ ધારી;
તોયે જડ[14]–પ્રિયજ તેથી નિંદે, ગીષ્મર્તુને જે[15] કવિ–પ્રિય પંડયે. १०
સ્રવે સુધા–બિંદુ ઘણાં[16] ગુણાળી,[17] જે મંત્રીની જેમ ગળત્રી ચાલી;
લોકોનીયે ઉપર એ[18] રહે છે, સુતપ્તને[19] તેથીજ પ્રીતિ દે છે. ११
ચ્હડી[20] જવા ઉપડતાં દિશાંતે, વધારી દે એ [21]ઇન–તેજ ખાંતે;
તથાપિ તો મંત્રીની તુલ્ય થાત, પ્રજા વિષે તાપ ન જો કરાત. १२
શોષ્યાજ ગ્રીષ્મે નદ જે તમામ, મંત્રીશ દૃષ્ટિ[22] કમલાભિરામ;
સન્માર્ગમાં આવ્યલની ન કેની, તૃષા મટાડી ન સમ પ્રપાની.[23] १३

---

१. શસ્ત્રધારી. २. કરવાની સાથે અન્વય છે. ३. મંત્રીને. ४. કામ. ५. પાડલ નામનું વૃક્ષ. ६. જે દિશાના. ७. નદીઓને. ८. મંત્રીની કીર્ત્તિ સાથે અન્વય છે. ९. એ કારણથી. નદીઓ (અલ્પ થઈ). ગ્રીષ્મ ઋતુમાં સૂકાઈ જાય છે તેની આ હેતૂત્પ્રેક્ષા છે. १०. નદીઓની. ११. કીર્ત્તિ. १२. પવિત્ર. १३. પ્રતાપ વાળો. १४. જડ=મૂર્ખ અને જળ ( डलयोरैक्यं ) १५. ડાહ્યા. १६. બિંદુનું વિશેષણ છે. १७. જે મંત્રીના ગુણોની પંક્તિ અને દોરડાં વાળી. १८. ગણાલી અને ગળત્રી. १९ જેમ ગળત્રી શિવલિંગ ઉપર ટપકતી રહીને ઠંડક કરે છે એમ. २०. દિશાંતે ચ્હડી જવા ( રાજાના પક્ષમાં દિગ્વિજય કરવા ચ્હડી જતાં ) ઉપડેલા ઇન ( સૂર્ય અને ધણી ) ના તેજને. २१. એ ( ઋતુ અને મંત્રી ) વધારી દે છે. તથાપિ જો પ્રજામાં તાપ ન કરત તો તે મંત્રી તુલ્ય થાત. २२. પણ મંત્રીની દૃષ્ટિ પાણીના જેવી ઠંડી અથવા કમળના જેવી મનોહર. २३. પરબની પેઠે.

ગયો સુકાઇ રસ શેરડીનો,[1] સૂકાં તળાવો થઈ શુષ્ક ધેનો;[2]
આમ્રદ્રુમો કે સચિવાગ્રણી કાં, દે છે ફળો અર્થિ-સમૂહને ત્યાં. ૧૪
રક્ષા કરેલા પુરનીજ પોતે, વિશેષ શોભા અવલોકવા તે;
સ્વ-ઇષ્ટ-દેવી નમવાનું ધારી, ચાલ્યા પછી તે ભણી કારભારી. ૧૫
ચાલ્યા જતાં પ્રોષિત-ગર્વ ભાવે, છે સ્વલ્પ તેનો ખટલોજ સાવ;
તથાપિ જોવા મળિયા સ્ત્રી-વર્ગો, થયા સાંકડા તેથીજ રાજમાર્ગો. ૧૬
જેને જતા રાજપથે વિલોકે, વખાણીયા શ્હેરની નારિલોકે;
દાતા[3] વળી પાળક ને દયાળુ, વાચાળ ને છે વિજયી ક્ષમાળુ. ૧૭
મનોહરાકાર[4] સુમંત્રી પાશે, તે નારનાં ચિત્ત જવાની આશે;
જાણે ફળો બે ધરવા શું ભેટ, આગે ધર્યાં બે સ્તન રૂપી શ્રેષ્ઠ. ૧૮
બંદી-સ્વરે જાણી સમીપ આવ્યા, દોડેચ ગર્ભગૃહમાંથી[5] જોવા;
તે દોડતાં નાદથી મેખળાને, બોલાવતી હોય બીજી સખીને. ૧૯
વિલોકવા વેગથી જાતી તેને,[6] સરોજ-તુલ્યાક્ષિની કોક સ્ત્રીને[7];
નિતંબથી નીસરી ગૈ ગ્રહી તે, કાંચી[8] સખીયે[9] સ્થિરતા[10] ન ચિત્તે. ૨૦
તેને નિહાળે ચપળ સ્વનેત્રે, ત્યાં અન્ય કો ઢાંકતી સ્વાંગ વસ્ત્રે;
હૈયાની પોલ્યે ધરી ચોળગારી, તે કામને દાખવતીજ[11] નારી. ૨૧
તેણે [12] વિલોકી થકી અન્ય નારી, નીચી કરી દૃષ્ટિજ લાજી ભારી;
ચૂકાવ્યું[13] હોયે સ્મર-ભીલ્લ-મુક્ત, આવંતુ બાણે વિલસે સ્ત્રી ઉક્ત. ૨૨

---

૧. ધોળી શેરડીનો રસ ઉનાળામાં સૂકાઈ જાય. ૨. ગાયો (ધેનનું બહુ વચન.) ૩. આંહી મૂળમાં **दातेति पातेति जयी -यीति** એમ એક અક્ષર ગયો છે ત્યાં આપણે '**द**' અને કા. એ '**न**' કલ્પ્યો છે તે પણ ઠીક છે. ૪. એવા મંત્રીની પાસે. ૫. ઓરડામાંથી. ૬. તે મંત્રીને. ૭-૮-૯-૧૦. કોક સ્ત્રીના નિતંબભાગથી સરકીને પડી ગયેલો કંદોરો બીજી સ્ત્રીએ ઉપાડી લઇને તેને આપ્યો. આ વખતે કોઇનાં ચિત્ત સ્થિર નથી (જોવા જવાની ઉતાવળમાં). ૧૧. કામદેવ ધરી છે તેને જણાવત્તી (દેખાડતી). ૧૨. મંત્રીયે. ૧૩. કામદેવ રૂપી ભીલ્લે મૂકેલા બાણને પણ જાણે ચૂકાવી દીધું હોય. (પોતાને તે વાગવા ન દીધું હોય) એવી એ ઉપર કહેલી સ્ત્રી શોભે છે.

અન્યા[1] સ્મરાવેશથી આંસુ વ્યાપ્યે, એ આંખમાં અંજન છે તથાપિ;
સુધા–નિધિ મંત્રી–પ્રધાનને તે, શકી ન જોઈ તવ સારી રીતે. ૨૩
છે કામ જેવો ધનુષી ન અન્ય, જે સ્ત્રીનું મંત્રી પ્રતિ પ્રેમી મન;
ન તેહની[2] કાંચળી ક્યાંહિ વીંધી, ને દીધું પીન–સ્તનિ–ચિત્ત ભેદી. ૨૪
કોક સ્ત્રીયે તે પ્રતિ લાજવેથી, ફેંકી સ્વદૃષ્ટિ રહી જાળિયેથી;[3]
જેણે જીત્યું કામ–સુયોધ–તીરે, આવેલું મારાપથ[4] કોટ કેરે. ૨૫
જોનારી નારી–ગણનું હૃદે જે, ક્રીડા–સ્થળી કામ–નૃપાળની છે;
મંત્રી[5] છતાં બ્હો ખટલાથી યુક્ત, તેમાં શક્યો તે જઈ એક ફક્ત. ૨૬
સ્વભાવથી ચંચળ છેજ તોયે, સ્ત્રીનેત્ર મંત્રીશ્વરનેજ જોયે;
બીજે ન ક્યાંઈ પણ ત્યાંથી જાયે, તેના[6] ગુણોથીજ શું બદ્ધ હોયે. ૨૭
સ્વદેહમાં હોંશીલી કો સ્ત્રીયે જે, કોક સ્થળે ચંદન ચોપડ્યું છે;
તે ટાળ્યું ધામે હતી મંત્રી જોવા, ઈષ્ટાપ્તિ થોડી જડ બેહું[7] ખોવા. ૨૮
સમીપમાં મંત્રી વસંત[8] આવ્યા, સમૃદ્ધિ ધારી સુમનોની[9] લાવ્યા;
રોમાંચ તે જેમ નવીન મ્હોર, શોભી શું આમ્રો[10] તણી હાર ઓર. ૨૯

---

૧. અન્ય સ્ત્રી. પોતાની બંને આંખમાં અંજન આન્જ્યું છે તો પણ કામદેવના આવેશથી આંખમાં આંસુ ભરાઈ આવતાં. ૨. તે સ્ત્રીની કાંચળી ક્યાંઈ વીંધી જણાતી નથી અને તે પ્રેમી સ્ત્રીનું ચિત્ત ભેદી નાંખ્યું. ૩–૪. કોઈ લજ્જાવતી સ્ત્રીએ ઘરના જાળીયામાંથી પોતાની દૃષ્ટિ મંત્રી તરફ ફેંકી (જોયું) તે દૃષ્ટિ કોટના કાંગરામાંના મારાને માર્ગે જાણે કામદેવ રૂપી યોદ્ધાનું બાણ આવ્યું હોય એવી થઈ પડી. (જીત્યું એટલે તેથી પણ વધુ અસેર કરનારી થઈ.) ૫. મંત્રી સાથે ખટલો તો ઘણો હતો પણ તે ક્રીડાસ્થળીમાં તે એકલોજ જઈ શક્યો. જેમ કોઈ રાજવી રમત ગમ્મતના મેળાવડાના સ્થળમાં અમલદાર એકલોજ જઈ શકે તેમ. ૬. મંત્રીના ગુણોથી અને દોરડાંથી. ૭. થોડી ઈષ્ટાપ્તિ છે તે પણ જડ (મૂર્ખ અને ઘામનું જળ) ખોવા બેઠું છે. ૮. મંત્રી રૂપી વસંતઋતુ. (મંત્રીનું નામ વસંતપાળ પણ છે.) ૯. પુષ્પની તથા પંડિતોની. ૧૦. આમાં અન્ય સ્ત્રીનું વર્ણન છે. તેમાં રૂવાડાં ઊભાં થયાં છે તે જાણે મ્હોર હોય તેવાળાં તેનાં અંગો તે જાણે આંબાની હાર્ય હોય.

આના મનોભૂ[1]–નૃપની શું આમ, મૂકી અધૂરાં કરતાં સ્વકામ;
ટોળું સ્ત્રીઓનું નિરખો સહેત,[2] મંત્રીશને રહ્યા થઇને સચેત. ૩૦
નિતંબ–ભારે અતિ ખેદ પામી, જોતાં જતા આજ અમાત્ય–સ્વામી;
કોઈ જવાયે[3] ડગલું અશક્ત, સાથ્યે[4] કર્યું તેહની આપ ચિત્ત. ૩૧
સંપૂર્ણ દૃષ્ટે શું શુભ ગ્રહોયે,[5] મંત્રીશ–શંભુ[6] નિરખેલ હોયે;
જે[7] પ્રીતિવાળી પુરની સ્ત્રીયોયે, નેત્ર ત્રિભાગેજ વિલોકિયો એ. ૩૨
પુરસ્ત્રીયો તે સમયે ઉઠેલ, કામ–જ્વરે આતુર થૈ ગયેલ;
તેને[8] ન દીધું ચિત[9] શાંત[10]–ચિત્તે, દીધેલું પૂર્વે સ્વવધૂ નિમિત્તે[11]. ૩૩
સારી સ્ત્રીયોમાં પણ મંત્રી મુખ્ય,–તણાં સુનેત્રો રમી લે ન સૌખ્ય;
ન[12] ભાવ એવા નિયમી અખ્યાને, સમર્થ છે લોભી બનાવવાને. ૩૪
નમી શિરે સત્કુળની કુમારી, કેરી પુરી આશિષ એ[13] સ્વીકારી;
માતાજી ખંભાતની સીમમાં જ્યાં, એકલવીરા[14] દરસ્યાં જઈ ત્યાં. ૩૫
જે માતને લોક નમેચ સાતે[15], જે દૂર તેને નમવા ગયો તે;
ડાહ્યો છતાંએ નથી જાણતો જે, સ્વાસ્યાબ્જમાં[16] વાણી–મયી વસે એ. ૩૬

---

૧ કામદેવ રૂપી રાજા. ૨. હેત સહિત. ૩. કોઈ સ્ત્રી ડગલું જવાને પણ અશક્ત છે. ૪. ચાલતું કર્યું. ૫. સૌમ્યગ્રહ–ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર. (શ. સ્તો. મ. પૃ. ૧૨૮૭) તેમાં ચંદ્ર અર્દ્ધાધિક અને બુધ પાપગ્રહે અયુક્ત જોયે. (પૃ. ૧૧૩૫) તેની સંપૂર્ણ દૃષ્ટિ–**संपूर्ण दृष्टिः सप्तसप्तमेच** એ જ્યો. ના વચન પ્રમાણે ૧ લે અને ૭ મે સ્થાને પડે. તેથી **यो यो भावः स्वामिदृष्टोयुतोवासौम्यैरेवं तस्य तस्यास्ति वृद्धिः** એ વચન પ્રમાણે ઇષ્ટ ફલપ્રાપ્તિ થાય. (ભાવ એટલે કુંડળીનાં **तनुधनानुजनुः** ઇત્યાદિ ૧૨ સ્થાન.) ૬. શિવ. મંત્રી રૂપી શિવને જોયેલોજ હોય એમ જણાય છે. ૭. જેને લીધે. ૮. તે સ્ત્રીઓને. ૯. ચિત્ત. ૧૦. શાંત ચિત્તવાળા મંત્રીએ. ૧૧. પોતાની સ્ત્રીઓને દીધેલું છે માટે. ૧૨. એવા (પર સ્ત્રીઆસક્તિ જેવા ખરાબ) ભાવ એવા નિયમવાળાને લોભી બનાવવા સમર્થ નથી, એમ અન્વય છે. ૧૩. મંત્રી. ૧૪. માતાજીનું નામ છે. ૧૫. સાતે લોક (ભૂરાદિ) નમે છે. ૧૬. પોતાના (મંત્રીના) મુખ રૂપી કમળમાં એ દેવી વાણી રૂપે વસે છે.

દૂધે[1] દહીં ઘી મધ ખાંડ તોયે, છે દેવીની મૂર્તિ સુશુદ્ધ તોયે;
કૃષ્ણા ગાઈ ચંદન પુષ્પ–જાત્યે, પૂજ્યાં સુદેવી કર્પૂરે અમાત્યે. ૩૭
બનાવી દેવી–વદનારવિંદે, દાંતો તણી પાંત કપૂર–ખંડે;[2]
હદે હવો હર્ષ–પ્રકર્ષ એણે, સાક્ષાત્ હસંતી વિલસે શું તેણે. ૩૮
નૈવેદ્યનાં વૃંદ અનિંદ્ય, પદ્ય,[3] શિષ્ટાનુકૂલાં દુકૂલોથી[4] સદ્ય;
તેણે કર્યાં દેવીજી રાજી ધૂપે, દયાળુ ને ભૂપ[5] સભાનુરૂપે. ૩૯
નતિ સ્તુતિ ઉપર કીધી ધાડી, તે માનીયે[6] હર્ષ પમાડી માડી;
[7]શ્રી વીર–ભૂમિ–પતિ–ખર્ગ–દંડે, માગી સ્થિતિ આપ–હદે અખંડે. ૪૦
ઉનાશ ગ્રીષ્મર્તુ તણીજ ઉઠી, દેહીતણા દેહની મ્હાય પેઠી;
[8]શંકા કરું જે રસ સર્વ બ્હીતો, થયો પસીનામિષ બ્હાર વ્હેતો. ૪૧
શોભાવતાં ભાસ્કર વ્યોમ–મધ્ય, મધ્યાન્હવેળા તપ્યું સંધું સદ્ય;
તે મંત્રી પેઠા ગુણિવૃંદ ભેળા, પાસે રહેલે બગીચે સવેળા. ૪૨
મંત્રી જઈ એ બગીચો વખાણે, શોષે રહ્યો ગ્રીષ્મ મહી[9] ઇટાણે;
[10]ધડ્યો ધડ્યો સીકલિ રેંટ જેહ, ખટૂકી સામું ગરજે શું એહ. ૪૩
લાંબા દિનેથી સ્મર[11] ઉષ્ણ–કાળે, સિદ્ધિ ન પામી વન આવી મ્હાલે;

---

૧. મૂળમાં **दुग्धेन दध्ना मधुना घृतेन** એમ ક્રમ છે તે છંદમાં બંધબેસતું આણવા હશે; પણ પંચામૃતનો ખરો ક્રમ તો–**पयसादधि घृतमधुभिः शर्करया सहितं** ( હાટકેશ્વરઆર્તિક ગીત ) એમ છે. તેથી આમાં એ ક્રમ રાખ્યો છે. દેવીની મૂર્તિ શુદ્ધ છે છતાં પંચામૃતે નવરાવ્યાં. ૨. કટકાઓથી. ૩. સ્તુતિનાં. ૪. રેશમી વસ્ત્ર. ૫. ભૂપની સભાને લાયક એવા મંત્રીએ. ૬. માની એવા તે મંત્રીયે. વીરધવળ રાજાના ખર્ગમાં અને પોતાના હૃદયમાં દેવીની અખંડ સ્થિતિ માગી લીધી. ૮. તેથી શંકા કરૂંછું કે શરીરમાંનો રસ બધો " અમને બાળી નાંખશે તો " એવી બીકથી. ૯. એ વખતે ગ્રીષ્મ પૃથ્વીને શોષતો હતો. ૧૦. ધડ્યો (ધણી ઘડ્ય) સીકલીને ઘડ્યો એવો જે રેંટ તેના ખટૂકા રૂપી શબ્દવડે વન (વાડી) જાણે ગ્રીષ્મની સામું ગર્જતું હોય, એમ લાગે છે. ૧૧. કામદેવ ઉનાળાના લાંબા દિવસોને લીધે રાત ટૂંકી થઇ જવાથી પોતાનું કામ સિદ્ધ ન કરી શક્યો ત્યારે બાગનાં વૃક્ષોની છાયા રૂપી નિશાનેજ ભજે છે અને ત્યાં મ્હાલે છે (આમાં એવા સ્થળોનું કામોદ્દીપકત્વ ઠરાવે છે.)

ભજે તરુચ્છાય રૂપી નિશાને, તારા દિશે જ્યાં સિત પુષ્પ ન્હાને. ૪૪
જેની[1] શમી સ્હૌ વરસાણુ ત્યારે, તે મંત્રીને કોયલને ઉચ્ચારે;
છે મોગરાની કળી દાંત એવી, ખરે સ્તવે સંધિ વનાધિ દેવી. ૪૫
ખમે[2] સમે ગ્રીષ્મ નહિ મને ને, રવિ તમોહારિ મળ્યાછ બંને;
ભેળા લહી શું ભયથી ભરાય, છાયા ભર્યાં શું વનદુર્ગ ન્હાય. ૪૬
લીલા વને[3] આ નવ-મેઘ જેવાં, વૃક્ષો ઝરાવી મધુબિંદુ[4] એવાં;
વર્ષાદનો કાળ વિનાજ આવે, હર્ષે કરી મોર ઘણા નચાવે. ૪૭
કરી રવિનાં કિરણોથી સંગ, તે વાયુ સ્હૌનાંજ દમેછ અંગ;
સદ્વૃક્ષ-સેવી સુખદાયિ એજ,[5] કુલીનની સોબત શ્રેષ્ઠ છેજ. ૪૮
દ્રાક્ષાતણા મંડપમાં રચેલા,[6] મંત્રી ગયા સત્કવિયોની ભેળા;
ત્યાં બેશી તેશું મધુરોક્તિદક્ષ, વાતો કરે તે મહિ[7]-કલ્પવૃક્ષ. ૪૯
નિર્ભીતિના[8] કો કુળનાં વખાણ, કથેછ કો પ્રાક્રમિકેરૂં દાન;
એ એહવા ખ્યાત ગુણી તણું ત્યાં, [9]માન્યત્વ અક્રોધીનું કે ઘણું ત્યાં- ૫૦
કવીંદ્ર-શૈલેંદ્રથી નીકળેલ[10] સરસ્વતી વ્હેન સુવિસ્તરેલ;
તેમાં[11] સમુદ્રો લગી જાય બેશી, ભૂમંડલે મંત્રીની કીર્તિ-હંસી. ૫૧
સંતોપ દે વેણ કવીશ્વરોનાં, બે કર્ણને કર્ણ-સમાન એના;[12]
આનંદ દે તે પણ તે સમસ્તેં, તેના હૃદામાં સ્વ-ઉદાર હસ્તેં. ૫૨

---

૧. જે મંત્રીની. ૨. ગ્રીષ્મ સમય હિમને ખમી શકે નહીં અને રવિ અંધારાને હરે છે. એ બંને ભેળા મળ્યા છે. એમ માનીને જાણે એ બે [ હિમ ( ઠંડક ) અને અંધારૂં ] આ છાયા ભર્યા લીલા વન રૂપી કીલ્લામાં ભરાય છે. ૩. આ લીલા વનમાં. ૪. પુષ્પ રસનાં. ૫. એજ વાયુ. તે જેમ **કુલીન** ( **કુ**=પૃથ્વી તેમાં લીન થયેલાં ) વૃક્ષોની સોબતથી સુખદ થાય છે તેમ **કુલીન**=કુલવાનની સોબત છે. ૬. રચેલા મંડપમાં. ૭. પૃથ્વી ઉપરના કલ્પવૃક્ષ. ૮. એ ભય વગરનાના કુળનું કોઇ વખાણ કરે છે. ૯. માનીપણું. ૧૦. નીકળેલાં એવાં સરસ્વતી તેનાં વ્હેન. ૧૧. તેમાં બેસીને ભૂમંડળમાં સમુદ્ર લગી જાય છે. ૧૨. કર્ણ સમાન એ મંત્રીના બે કર્ણને.

વ્હો અર્થ એ અદ્દભુત-કીર્તિ દે છે, મંત્રી કવિને કર તેમ લે છે[1];
ચૈતન્ય રૂપે પણુ ગૂઢ અર્થ, તેની સદુક્તિથકી તે સમર્થ. ૫૩
વિદ્વાનના માનસ મંદિરે તે, અમાત્ય નિત્યે વસતા રહે તે;
દે છે જ એ ભાડું[2] ખરૂં બધાને, અમાન[3] તે કાંચનદાન બ્હાને. ૫૪
કવિ-મુખા[4] -યંત્રથી તે બગીચે, ઝરી સુધા ત્યાં શ્રવણાત્મ સીંચે;[5]
તેથી સિંચાતાં સચિવ-પ્રધાને, મધ્યાહ્ન ગાળ્યો ઝટ તે જ સ્થાને. ૫૫

ભાળ્યો ત્યાં, રવિ દિશ પશ્ચિમે ગયેલો,
મંત્રી જે, નથી સુકૃતિ વિશેય છેલો;
સોનું[6] દૈ, ઘણું કવિને કરીજ ન્યાલ,
ચાલ્યા તે, સ્વગૃહ ભણી શ્રી વસ્તુપાલ. ૫૬

---

ઈતિ શ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વર દેવવિરચિત
કીર્તિ-કૌમુદી નામના મહાકાવ્યના આચાર્ય
વલ્લભજી હરિદત્ત કૃત સમશ્લોકી ગુર્જર
ભાષાંતરમાં પુરપ્રમોદવર્ણન નામે
છઠ્ઠો સર્ગ સમાપ્ત.

---

૧. શું લે છે એ આગળ આવે છે. ૨. જેમ કોઇના ઘરમાં રહે તેનું ભાડું તેને આપે છે એમ વિદ્વાનના મનમાં વસવાનું તે દાન રૂપી ભાડું આપે છે. ૩. પ્રમાણ વગરનું ( ઘણુંજ ). ૪. મુખ રૂપ. ૫. શ્રવણરૂપ સુધા. ૬. આંહી કા૦ એ **घनकनकैः** ને બદલે **धन कनकैः** પાઠ મુક્યો છે. તો ત્યાં "દૈ સોનું ધન" એમ પાઠ સમજવો.

# સર્ગ ૭ મો.

પામ્યું નિર્દોષ સંત્રીશ, નવા ચંદ્ર ઉદે થતાં;
ચક્ર[૧]–રક્તાબ્જ–મુદ્દકૃત, સૂર્યનું તેજ મંદતા. ૧
નેત્ર[૨] ગ્રાહ્ય થયો તેયેં, જે જગન્નેત્ર તેહથી;
સમો ફર્યાથી જગમાં, કો નિસ્તેજ થતું નથી. ૨
રતાશ પરવાળામાં, ને વૃક્ષપલ્લવે પણ;
ભાનુયેં વધુકી મૂકી, કિરણે[૩] કુંકુમારૂણ. ૩
સૂર્યકાંત–મણિ શોભે, જળહળતો બધી દિશે;
શિરે રવિથી અસ્તાદ્રિ,[૪] શું પંચાગ્નિ–વ્રતી દિશે. ૪
પીડયેં વિયોગની રોતી, જોતી[૫] તે ચક્રવાકિને;
સૂકાણી પદ્મિની જાણે, સ્નેહેથી સહવાસીને. ૫
મિત્ર[૬] અસ્ત થતાં દુઃખે, સ્વ–પ્રાણો કાઢવા ઠર્યા;
પદ્મોએં અલિને[૭] બ્હાને, શાલગ્રામ હ્રદે ધર્યા. ૬
મિત્રે[૮] વણ ક્ષણ પણ, દિવસે ત્યાં રહ્યો નહીં;
ન ત્રૂટે એવું મળવું, ગત[૯] દોષનું છે સહી. ૭

---

૧. ચકવા ચકવી અને રાતાં કમળને આનંદ કરનારૂં સૂર્યનું તેજ મંદપણાને પામ્યું. ૨. સૂર્યનું તેજ મંદ પડી ગયું તેથી તે સૂર્ય જગચ્ચક્ષુ છે છતાં લોક જોઈ શકે એવો થયો. ૩. કુંકુમારૂણાં (કેશર જેવાં રાતાં) કિરણો વડે. ૪. અસ્તાચળ જાણે પંચાગ્નિ સાધતો હોય! કેમકે બધી (ચારે) દિશામાં સૂર્યકાંત મણિ જળહળતો, અને માથે આથમતો રવિ એ પાંચ અગ્નિ. ૫. આનો કર્તા પદ્મિની છે. ૬. સૂર્ય અને મિત્ર. ૭. ભ્રમર. ૮. સૂર્ય અને મિત્ર. ૯. સૂર્ય અને દિવસ બંને गत–दोष છે કેમકે गतादोषा रात्रिः–**यास्यां** એમ વિગ્રહ છે. ઉત્તરાર્ધમાં ગત–દોષ છે તે અર્થાંતર ન્યાસ રૂપ છે, અને તેનો નિર્દોષ અર્થ છે.

પ્રતાપ રવિનો મંદ, પડ્યો વારુણી[૧] સેવને;
મ્હોટાનીયે મહત્તાનો, નાશ કૃત્ કુક્રિયા બને. ૮
લોકમાં અન્યની કોની, રે'શે[૨] નિશ્ચલ શ્રી બણી;
વસુ[૩]-હીન થયો જે એ, દિનોનો[૪] પણ જે ધણી. ૯
એવા દિનેશનેયે તે, અસ્તાદ્રિયે ન રાખિયો;
તેનો ક્યાંહિ નથી આશ્રો, જેનો દિવસ છે ગયો. ૧૦
માળા મધ્યે ગયાં સર્વે, પક્ષિયો વ્યાકુળાં થઈ;
સવિતાથી[૫] થયે આપત્, ઘર કોણ તજે ભાઈ. ૧૧
વનમાંથી વળેલું જે, ગાયનું ધણ તેહથી;
ઊડી ધૂળ્ય થઈ ધાડું, આવ્યું અંધારૂં ક્યાંકથી. ૧૨
ચારે કોરથી કાષ્ઠૌઘ[૬], બાળ્યો છે ચિત્રભાનુએ;[૭]
શું ધૂમ તેનો અંધારૂં, પસર્યું ગગનાંગણે. ૧૩
શ્રીવોણા અબ્જને મૂકી, હંસી બીજે ગઈ નહી;
ભમરાળી[૮] ગઈ વેગે, સદસત્[૯] ભેદ એ સહી. ૧૪
જગદીપક એ દેવ, પરલોક પ્રતે જતે;
તમ પીડિત થયો વિશ્વ, કો સુખી મહદાકૃતે.[૧૦] ૧૫
ગયે ભાનુ તમ રહ્યે, બીડાણી ઠીક પદ્મિની;
દુર્દશ્ય આપત મ્હોટાની, અને ઉન્નતિ દુષ્ટની. ૧૬
પડીને ઊપડી સંધ્યા, જતા વાજીથી[૧૧] આકુળ;

---

૧. પશ્ચિમ દિશા અને મદિરા. ૨. શ્રી નિશ્ચળ બની રે'શે એમ અન્વય છે. ૩. ધન અને કિરણ. ૪. અન્વય-દિનોનો ધણી છે તોપણ. ૫. પેદા કરનાર (બાપ), અને સૂર્ય. ૬. કાષ્ઠા એટલે દિશા અને કાષ્ઠ=લાકડાં તેનો ઓઘસમૂહ. ૭. સૂર્ય અને અગ્નિ. ૮. ભ્રમરની પંક્તિ. (સારી સ્ત્રી હોય તે ઘરઘે નહીં પણ ભમરાળી=ખરાબ હોય તે ઘરઘે. એ ભમરાળી શબ્દમાં નવું સારસ્ય છે. ૯. સારા નરસાને. ૧૦. મોટાની તથા મોટી આકૃતે. ૧૧. વાજી શબ્દ દ્વ્યર્થ છે. સંધ્યાના પક્ષમાં પક્ષીઓ-(**वाजो निस्वन-**

મ્હડતા પરલોકે શું, સેના છે રવિ પાછળ. ૧૭
સૂર્ય સંધ્યા–દિને સ્હોતા, માની લોકાંતરે ગયા;
રામવત્ સ્ત્રી–અનુજ[1]–યુક્ત, લોકો ઝાંખા પડી ગયા. ૧૮
ક્યાં ગયા સૂર્ય ને ક્યાંથી, આવ્યું અંધારૂં આ હવે;
એમ શું વિસ્મયેં વ્યોમ, વડા તારા[2] વડે જુવે. ૧૯
દીપો પણ ભલે દીપો,[3] અંધારૂં પણ છો રહે;
સજાતિ[4] કે વિજાતિને,[5] ન તેજ તેહનું સહે. ૨૦
વિચિત્ર સૃષ્ટિ સ્રષ્ટાની, આ[6] જે સંકેત[7] વાટમાં;
પ્રિયો પ્રત્યે જતી સ્ત્રીને, પ્રકાશક[8] થયું તમ. ૨૧
ચંદ્રોદયની પ્હેલાં ને, પ્રદોષ પછી સ્ત્રી તણું;
મુહૂર્ત અભિસારાર્થ[9] કામ મ્હૂરતિયે ભણ્યું. ૨૨
સુરત[10]–વ્રત રે'વાને, સજ્જ–ખાટથીયે ઠીક;
તીર્થ ધૂળ્ય–પથારીનું, વહેલીને યવાધિક.[11] ૨૩
છેદે વેણા અંધકારે, કર્યાં સંપુટ[12] ભૂ–નભ;
જાણ્યે[13] ઉઘાડવા તે કો, પ્રવર્ત્યો પૂર્વથી શુભ. ૨૪

---

**पक्षयोः** મેદિની. અને **वाजोऽस्त्री तिवाजी** એમ અમરની ટીકામાં પક્ષીના નામ પ્રસંગે લખ્યું છે. ) એટલે સંધ્યાકાળે પક્ષીઓ દોડયાદોડય કરી રહ્યાં તેનું વર્ણન છે. સેનાના પક્ષમાં ઘોડાના અર્થમાં છે. સેનાના કુચ મુકામની પેઠે સંધ્યાનો પણ પડાવ વધુ વખત રહેતો નથી. આ બાબત કા. એ કેમ કાંઈ નહીં લખ્યું હોય ?

૧. સીતા અને લક્ષ્મણ સહિત. ૨. નક્ષત્રો અને ઝીણા. ૩. દીપાયમાન્ થાઓ. ૪. દીવા, તારા, ચંદ્ર, ઇત્યાદિને. ૫. અંધારૂં, હિમ ઇત્યાદિને. ૬. સૃષ્ટિનું વિશેષણ છે. ૭. પ્રિય પ્રિયાને મળવાનું સ્થાન. ત્યાં જવાના રસ્તામાં. ૮. સૂઝાડનાર, અનુકૂળતા કરી આપનાર. ૯. વ્યભિચારાર્થે જવાનું. ૧૦. સ્ત્રીપુરૂષસંગ રૂપી વ્રત. ૧૧. જવભાર વધુ ઠીક=ઉત્તમ. ૧૨. પૃથ્વી આકાશ એકરૂપ કરી દીધાં. ૧૩. પાછું આંહીથી ચંદ્રોદયનું વર્ણન છે.

રાજા[૧] થયા જ્યાં તૈયાર, દિશા–[૨]ચક્ર દબાવવા;
સ્પષ્ટ ઉજાસને મ્હાને, અગ્રે અગ્રેસરો હવા. ૨૫
રોહિણી[૩] નાથને જોઈ, રંગથી[૪] આવતા કને;
મરકે ઈંદ્રદિક્ જાણે, મ્હાને તેના[૫] ઉજાસને. ૨૬
પછી ઊંચે ચહડ્યો ચંદ્ર, સામંત[૬] સ્મર–રાજનો;
શૃંગાર–જયનો બંદી[૭], બંધુ અબ્જ–સમાજનો. ૨૭
પ્રગટી પૂર્વ–ગિરિથી, હળવે હળવે ચ્હડે;
દીસે રાતો શું ગિરિનાં, માણિક્ય–કિરણોવડે. ૨૮
કર્યો શશીયેં તારાના, તેજ–અંકુરને મશેં;
રોમોદ્ગમ [૮]કર–સ્પર્શે, કરી રંગીલી દ્યૌ વિશે.[૯] ૨૯
વંઠેલીનું તપશ્છિદ્ર,[૧૦] સિંધુ કેરો મહોત્સવ;
સ્મરની રસ–સિદ્ધિ એ, શશી શૈલથી ગ્યો દિવ.[૧૧] ૩૦
ધોવા માંડી મલિનતા, શશીયે જે[૧૨] તમે કરી;
ખોટો [૧૩] દોષ ખળે દીધો, સંતને સંતની પરેં. ૩૧
ગગનાંગણ વેરાણાં, રશ્મિ–[૧૪] સાવરણે તમ;
વાળ્યાં શશીયેં જે[૧૫] પોતે, કુલટા[૧૬]–કંટકે સમ. ૩૨
કસ્તૂરી–તિલકાકારે, ચંદ્રમાં ન કલંક એ;
બાળ્યો છે નીલકંઠે જે, રહ્યો છે કામ ત્યાંહ તે. ૩૩
ગંગા–હંસથી આકાશેં, હાથી–દાંતવડે દિશે;[૧૭]
ચળકે અજવાળું મ્હો, કુમુદોયેં ધરા વિશે. ૩૪

---

૧. રાજા અને ચંદ્ર. ૨. દિશાનું મંડળ. ૩. ચંદ્ર. ૪. પ્રીતિ અને રતાશ. ૫. ચંદ્રના. ૬. ખંડિયો રાજા અથવા સેનાપતિ. ૭. યશગાનારો. ૮. હાથ અને કિરણ. ૯–૧૦. આકાશ. ૧૧. તપમાં ભંગ. ૧૨. જે મલિનતા અંધારાયે કરી હતી તે. ૧૩. ખળે જેમ સંતને ખોટો દોષ દીધો હોય તે જેમ સંત ધોઈ નાંખે તેમ. ૧૪. કિરણો રૂપી સાવરણાથી. ૧૫. ચંદ્ર. ૧૬. કુલટા સ્ત્રીને કાંટા સરખો. ૧૭. દિશામાં.

સુધારસ ચકોરીઓ, અતીચ્છા[1] પૂરું પી કરે:
જાણે ચકોરીના જેવી, રાતી આંખ્યો મદે ધરે. ૩૫
શશી-કિરણનો ગંજ, ચારેકોર વને પડ્યો:
હાથી-દાંતની હાર્યેથી, લોક હોય શું સ્હો ઘડ્યો. ૩૬
ચંદ્ર-કાંતિ શરદ આવ્યે, કર્યાં શાંત તમો ઘન:
હૃદે[2] કાળો બીજે ધોળો, પ્રકાશે ચંદ્ર-ખંજન. ૩૭
ઘા જાણે ચંદને ચર્ચી, દિશે[3] શું કુંભ ઢોળિયા:
દૂધે ધોઈ ધરા જાણે, જ્યારે ચંદ્રે વિકાશ્યા. ૩૮
પીયૂષ-પાયસે પ્રીત્યા,[4] ચકોર-દ્વિજના[5] ગણ:
સ્મરના શ્રેય માટે એ, કર્યું ચંદ્રે શું તર્પણ. ૩૯
પીગળાવ્યાં ચંદ્ર-કાંત, તેથી ત્યાં જળ જે ઝરી:
ચૈત્રમિત્રની પ્રીત્યર્થ, ચંદ્રે તેથી પ્રપા કરી. ૪૦
થતાં તરણ તારેશ,[6] શોભે છે વૃક્ષ-છાંયડા:
કપાતા તમના જાણે, પતીકા હોય શું પડ્યા. ૪૧
આખી પૃથ્વીને રમાડી, રહ્યું છે ચંદ્ર-મંડળ:
કામભૂપનું શું રાજ્ય, એક-છત્ર થયું ભલું.[7] ૪૨
ધાટો ચંદ્ર પ્રકાશ્યો ત્યાં, કમલૌઘેજ[8] ખીલતા:
ઝીતી લીધી ક્ષીર-સિંધુ-શીણ-પીંડાની પાંડુતા.[9] ૪૩

૧. મૂળમાં कणेहत्य છે. કૌમુદીમાં कणेमनसी श्रद्धाप्रतिघाते એ સૂત્ર લખી कणेहत्य पिबति એ ઉદાહરણ લખ્યું છે. તેનો અર્થ તત્વબો-ધિનીમાં આમ કર્યો છે. अत्यंतं अभिलष्य तन्निवृत्तिपर्यंतं पिबति. ૨. અંધારૂં અને મેઘ કાળા છે તેને મટાડ્યાં છે તેથી હૃદયે કાલિમા થઈ છે, અને શરદઋતુ તથા કાંતિ ધોળાં છે તેને પ્રકાશ્યાં છે તેથી બીજા ભાગમાં ધોળપ આવી છે. એ ચંદ્ર અને ખંજન બંનેને માટે છે. ૩. દિશામાં. ૪. સંતોષ્યા. ૫. પક્ષી અને બ્રાહ્મણ. ૬. ચંદ્ર. ૭. ભલું. અથવા બીજા પાદમાં "ચંદ્ર માંડલું" પાઠ કરીને આંહી "ભલું" પાઠ રાખવો. ૮. ખીલતા કમળના સમૂહે. ૯. પીળાશ સાથે ધોળાશ.

નીલાબ્જ-[1]મધુથી મત્ત,-ભ્રમરો કેરી કલ્કલે;
જાણે જાગ્યો કામદેવ, મદિરા[2]ક્ષીતણે દિલે. ૪૪
શણગારો સજે સારા, સ્ત્રીઓ જે તદનંતર;
થાય શું ઝીતવા જાતા, સ્મરના[3] યોધ તત્પર. ૪૫
જ્યોત્સ્નારૂપ જળે બૂડી, કોક સ્ત્રી તે તણે તને;
છે ચંદન અનુમાન્યું,[4] સુગંધેથી સહુ જને. ૪૬
દેખાણી શક્તિ સઘળે, ચંદ્રનાં કિરણો તણી;
પણ સ્ત્રીના કેશ-પક્ષો, પ્રતિપક્ષી રહ્યા બણી. ૪૭
વિશ્વ-વંદ્યે પણ શિવે, છે જેને મસ્તકે ધરી;
તે જ્યોત્સ્નાને[5] નારીં કેશે, ધકેલી ગળચી ભરી. ૪૮
પગે લાગ્યો નખલગી, સ્ત્રીઓને પ્રતિમા[6] મિષે;
જાણે મુખની શોભાની, કણિકા માગવા શશી. ૪૯
અંબોડા કેવડાપાને, સ્ત્રીઓના કાબરા બની;
શોભે ઢાવોણી[7] કાંતિને, હસતી હોય ચંદ્રની. ૫૦
ચંદ્રે ધોળી થયે રાત્રી, ધોળું વસ્ત્ર ધરી શિરે;
કાળા કેશે થતું વિઘ્ન, અભિસારિણી[8] તે હરે. ૫૧
વસ્ત્રનાં વક્ર છે છાયાં, રત્ન-કુંડળ-કાંતિથી;
મોડા આવ્યા પિયૂ તેથી, શોભે રોષે શું રક્ત થૈ. ૫૨
જડયા લીલમને વર્ણે, [9]યુક્ત શોભાથી ઝાલ્યની;[10]
શોભે તેથી પોથી જેવી, કો સ્ત્રી વિદ્વાન-કામની. ૫૩

---

૧. નીલકમળના મધવડે. ૨. સ્ત્રી. ૩. તે જાણે જીતવાની (જગતને) ઇચ્છાથી જતા કામદેવના યોદ્ધા તૈયાર થાતા હોય શું ? ૪. એમ અનુમાન કર્યું. ૫. ચંદ્રમાનું અજવાળીઉં. ૬. મૂર્તિ માનીને નખ શિખ, શિખાથી નખ સુધી પગે લાગ્યો. ૭. ઢંગધડાવોણી. ૮. જારપાસે જતી સ્ત્રી. ૯. રંગ અને અક્ષર. ૧૦ મૂળમાં તાડપત્ર છે. તાડપત્રનો અર્થ કોશમાં તાટંક કર્યો છે. તાટંકનું વર્ણન કાવ્યમાં ગોળાકારનું કર્યું છે; પણ આ પુસ્તકના વર્ણનમાં પાનાના લંબચતુરસ્રના આકારની અપેક્ષા છે. ઝાલ્ય, પનડા, પાંદડી, એ કાનનાં ઘરેણાં તેવા આકારનાં છે. તેથી આમાં ઝાલ્ય લખી છે.

સ્ત્રીનાં સ્તનો હાર છડી[1] ધરેલ, સુવૃત્ત[2] ને કંચુક[3]યુક્ત કરેલ;
હૃદે[4] રહેલી-રતિ-રક્ષણાર્થ, કામે ધર્યા નાજર શું સમર્થ. ૫૪
ક્રીડાર્થ શય્યા સજી તે શું હોયે, સુયુદ્ધભૂમિ વર-વ્હાલી સોહાયે;
ત્યાંહાં અસીપા-મિષ થૈ ભલેરી, એહાની ગાદી સમર-ભૂપકેરી. ૫૫
પ્રકાશી એકાવળ હાર રાજે, હૈયાની મધ્યે કમલાક્ષિના જે;
જણાવવા સાર નિશાન[5] સીમા, કરી ખડી-રેખ શું ચિત્ત કામે. ૫૬
દીવાની કાંતિથી રતુંબડાં જે, શોભે સ્ત્રીઓનાં રત[6]-મંદિરો તે;
દેતાં[7] ભરી ચિત્ત વધેલ લાગે, જાણે ભર્યા તેજ[8] પ્રિયાનુરાગે. ૫૭
કસ્તૂરીની જ્યાં કરી વેલ્ય સારી, શોભે સ્ત્રીની તે રતન-જડી ભારી;
સૂઈ ઉઠેલા સમરહાથી કેરી, જાણે પથારી મદ-નીર-ઘેરી. ૫૮
માણિક્ય[9]-મુક્તાફળ હેમ-કાંતિ,-સમૂહથી કોટ સ્ત્રી લિપ્ત થાતી;
રવિ-શશી-અગ્નિતણે પ્રકાશે, હાંકી દીધી એહવી એ પ્રકાશે. ૫૯
શ્રીખંડ[10] આભૂષણ પાન ફૂલ, સમારવા આકુળ છે ફુરેલ;
સુલોચના નારિની ખાસી દાસી, [11]શ્રીપુત્રનો ઉત્સવ દે પ્રકાશી. ૬૦
[12]વયે નવું ચિત્ત નચિંત પૂરી, ચ્હડ્યો શશીને મદિરા મધુરી;
સખી અનુકૂલ વિલાસીનીને, છે ખેદ થૈ વાર વધૂ પતિને. ૬૧
પૂછે નહી પંચતું માન-ભંગ, ઇચ્છેજ વેગે પ્રિય-સાથ્ય સંગ;
મનસ્વિનીનું મન જાણનારી, દૂતીતણી આ તક આવી સારી. ૬૨
અપૂર્વ વિદ્વાને શશિ આ વધારે, કામી જનાદીતની સાધ્ય ત્યારે.

---

૧. હારરૂપી. ૨. ગોળ અને શુભ ચરિત્રવાળા. ૩. કમખા અને ઝભલા. ૪. સ્ત્રીના હૃદયમાં રહેલી કામદેવની (પોતાની) સ્ત્રી. ૫. આંહી બાણ મારવું છે એવા નિશાન સાર. ૬. સ્ત્રીપુરુષસંગનાં ગૃહ. ૭. ચિત્ત ભરી દેતાં વધેલા લાગે. ૮. રતમંદિરો. ૯. માણિક્ય તે રવિ, મુક્તાફળ તે ચંદ્ર અને હેમ તે અગ્નિ એમ યથાસંખ્ય લેવાનું છે તેને પ્રકાશે પ્રકાશે છે. ૧૦. ચંદન. ૧૧. લક્ષ્મીનો પુત્ર કામ. સારા પુત્રનો ધ્વનિ પણ છે. ૧૨. અવસ્થા પણ.

નીલાબ્જ–[1]મધુથી મત્ત,–ભ્રમરો કેરી કલ્કલે;
જાણે જાગ્યો કામદેવ, મદિરા[2]ક્ષીતણે દિલે. ૪૪
શણગારો સજે સારા, સ્ત્રીઓ જે તદનંતર;
થાય શું જીતવા જાતા, સ્મરના[3] યોધ તત્પર. ૪૫
જ્યોત્સ્નારૂપ જળે બૂડી, કોક સ્ત્રી તે તણે તને;
છે ચંદન અનુમાન્યું,[4] સુગંધેથી સહુ જને. ૪૬
દેખાણી શક્તિ સઘળે, ચંદ્રનાં કિરણો તણી;
પણ સ્ત્રીના કેશ–પક્ષો, પ્રતિપક્ષી રહ્યા બણી. ૪૭
વિશ્વ–વંદ્યે પણ શિવે, છે જેને મસ્તકે ધરી;
તે જ્યોત્સ્નાને[5] નારી કેશે, ધકેલી ગળચી ભરી. ૪૮
પગે લાગ્યો નખલગી, સ્ત્રીઓને પ્રતિમા[6] મિષે;
જાણે મુખની શોભાની, કણિકા માગવા શશી. ૪૯
અંબોડા કેવડાપાને, સ્ત્રીઓના કાબરા બની;
શોભે હાવોણી[7] કાંતિને, હસતી હોય ચંદ્રની. ૫૦
ચંદ્રે ધોળી થયે રાત્રી, ધોળું વસ્ત્ર ધરી શિરે;
કાળા કેશે થતું વિઘ્ન, અભિસારિણી[8] તે હરે. ૫૧
વકત્રનાં વક્ર છે છાયાં, રત્ન–કુંડળ–કાંતિથી;
મોડા આવ્યા પિયૂ તેથી, શોભે રોષે શું રક્ત થૈ. ૫૨
જડયા લીલમને વર્ણે, [9]યુક્ત શોભાથી ઝાલ્યની;[10]
શોભે તેથી પોથી જેવી, કો સ્ત્રી વિદ્વાન–કામની. ૫૩

---

૧. નીલકમળના મધવડે. ૨. સ્ત્રી. ૩. તે જાણે જીતવાની ( જગતને ) ઇચ્છાથી જતા કામદેવના યોદ્ધા તૈયાર થાતા હોય શું ? ૪. એમ અનુમાન કર્યું. ૫. ચંદ્રમાનું અજવાળીઉં. ૬. મૂર્તિ માનીને નખ શિખ, શિખાથી નખ સુધી પગે લાગ્યો. ૭. ઢંગવડાવોણી. ૮. જારપાસે જતી સ્ત્રી. ૯. રંગ અને અક્ષર. ૧૦ મૂળમાં તાડપત્ર છે. તાડપત્રનો અર્થ કોશમાં તાટંક કર્યો છે. તાટંકનું વર્ણન કાવ્યમાં ગોળાકારનું કર્યું છે; પણ આ પુસ્તકના વર્ણનમાં પાનાના લંબચતુરસ્રના આકારની અપેક્ષા છે. ઝાલ્ય, પનડા, પાંદડી, એ કાનનાં ઘરેણાં તેવા આકારનાં છે. તેથી આમાં ઝાલ્ય લખી છે.

સ્ત્રીનાં સ્તનો હાર છડી[1] ધરેલ, સુવૃત્ત[2] ને કંચુક[3]યુક્ત ઠરેલ;
હૃદે[4] રહેલી–રતિ–રક્ષણાર્થ, કામેં ધર્યા નાજર શું સમર્થ. ૫૪
ક્રીડાર્થ શય્યા સજી તે શું હોયેં, સુયુદ્ધભૂમિ વર–વ્હૌની સ્હોયે;
ત્યાંહાં અસીષા–મિષ થૈ ભલેરી, એહાની ગાદી સ્મર–ભૂપકેરી. ૫૫
પ્રકાશી એકાવળ હાર રાજે, હૈયાની મધ્યે કમલાક્ષિના જે;
જણાવવા સારૂ નિશાન[5] સીમા, કરી ખડી–રેખ શું ચિત્ત કામેં. ૫૬
દીવાની કાંતિથી સ્તુંભડાં જે, શોભે સ્ત્રીઓનાં રત[6]–મંદિરો તે;
દેતાં[7] ભરી ચિત્ત વધેલ ભાગેં, જાણે ભર્યાં તેજ[8] પ્રિયાનુરાગે. ૫૭
કસ્તૂરીની જ્યાં કરી વેલ્ય સારી, શોભે સ્ત્રીની તે સ્તન–જોડી ભારી;
સૂઈ ઉઠેલા સ્મરહાથી કેરી, જાણે પથારી મદ–નીર–ઘેરી. ૫૮
માણિક્ય[9]–મુક્તાફળ હેમ–કાંતિ,–સમૂહથી કોઇ સ્ત્રી લિપ્ત થાતી;
રવિ–શશી–અગ્નિતણે પ્રકાશેં, ઢાંકી દીધી એહવી એ પ્રકાશે. ૫૯
શ્રીખંડ[10] આભૂષણ પાન ફૂલ, સમારવા આકુળ છે દુકૂલ;
સુલોચના નારિની ખાસી દાસી, [11]શ્રીપુત્રનો ઉત્સવ દે પ્રકાશી. ૬૦
[12]વયેં નવું ચિત્ત નચિંત પૂરી, ચ્હડ્યો શશીને મદિરા મધુરી;
સખી અનુકૂલ વિલાસીનીને, છે ખેદ થૈ વાર વધૂ પતિને. ૬૧
ઇચ્છે નહીં પંચ્યતું માન–ભંગ, ઇચ્છેજ વેગે પ્રિય–સાથ્ય સંગ;
મનસ્વિનીનું મન જાણનારી, દૂતીતણી આ તક આવી સારી. ૬૨
અપૂર્વ વિદ્વાને શશિ આ વધારે, કામી ગુનાહીતની સાથ્ય જ્યારે.

---

૧. હારરૂપી. ૨. ઘોળ અને શુભ ચરિત્રવાળા. ૩. કમખા અને ડગલા. ૪. સ્ત્રીના હૃદયમાં રહેલી કામદેવની (પોતાની) સ્ત્રી. ૫. આંહી બાણ મારવું છે એવા નિશાન સારૂ. ૬. સ્ત્રીપુરુષસંગનાં ગૃહ. ૭. ચિત્ત ભરી દેતાં વધેલા ભાગેં. ૮. રતમંદિરો. ૯. માણિક્ય તે રવિ, મુક્તાફળ તે ચંદ્ર અને હેમ તે અગ્નિ એમ યથાસંખ્ય લેવાનું છે તેને પ્રકાશેં પ્રકાશે છે. ૧૦. ચંદન. ૧૧. લક્ષ્મીનો પુત્ર કામ. સારા પુત્રનો ધ્વનિ પણ છે. ૧૨. અવસ્થા પણ.

ઓ કોપનો[1] લોપ મટીજ બંધી; તેવે વધૂનેજ કરાવી સંધિ.
દાંડે રહ્યાં રોષથી બેઉ ભિન્ન, પસ્તાઈ રતેજ થયાં સુખિન્ન;
ત્યાં બેઉના સંગમનાથે કો સ્ત્રી, થઈ મશે એ ફરી પ્રાણદાત્રી.
ઉલ્લંઘી કો ભોગળ માનની જ્યાં, જાતી હતી મંદિર કાંતને ત્યાં;
પોતેજ તે આવી ચ્હડ્યો અભીષ્ટ, કરે ન શું કામ થયેલ તુષ્ટ.[2]
પ્રિયો ગુન્હેગાર છતાં વિલાસ, ગૃહાંગણે આવી ઉભાજ ખાસ;
રાખ્યું સ્મરે માનનું ચિહ્ન બાકી, સ્ત્રીયે કરી જે ભ્રુકુટીજ વાંકી.
પ્રકોપને વેગથી ન્હાર્ય કાઢી, પાછો ન પેસે મન એ વસાડી;
નારીતણાં અંગ વિટાડી ધાડી, કાંટાથી[3] કામે ફરી વાડ્ય આડી.
શું નેત્ર–માર્ગેથી [4]મનોજ્ઞરૂપ, બોલી મધુ[5] કાનપથે અનૂપ.
નાસાપથે પુષ્પની વાસ મીઠી, વડે હૃદે કો પ્રિયને શું પેઠી.
અગસ્તિસાથે[6] વ્યવહારવાન્ બની, આજ્ઞાથી જાણે દ્વિજ[7]–ચક્રવર્તિની;
એવા પ્રિયો–સાથ્ય સુનેત્ર–નારિયે, કરી સુરાપાન–પ્રવૃત્તિને પિયે.
પ્હેલેજ આણે[8] સ્મર–કેલિ–ટાણે, થયેલી–લાજે મન સંકુચાણે;
ત્યારે મેદથી પ્રગટી ગયાં તે, સ્ત્રીનાં ચરિત્રો ભ્રમથી ભર્યા જે.
પાધું મધુ કામ–ગુરુપદેશે, સ્ત્રીયે મહાનંદની[9] જેમ એશે;[10]

---

૧. આ શ્લોકમાં કવિયે લોપ, વિસર્જનીય, અને સંધિ એ વ્યાકરણના શબ્દો ગોઠવ્યા છે તેમાં વિસર્જનીયનો લોપ થયા પછે સંધિ ન થાય તેમ છતાં કામદેવે તે કર્યો એ વિરોધાભાસ દેખાડ્યો છે અને તેથીજ તેને અપૂર્વ વિદ્વાન્ કહ્યો છે. ૨. તુષ્ટ થયેલો કામ શું અભીષ્ટ ન કરે ? ૩. રોમાંચરૂપી (?) ૪. સુંદર. સ્ત્રીનું વિશેષણ છે. ૫. મીઠું. ૬–૭. મૂળમાં **अगस्तिभिः** એમ બહુ વચન છે તે જરા ખટકે છે (તે કદિ વંશ પરત્વે હોય) નહિતર આ શ્લોકનો ભાવ આમ લાગે છે–દ્વિજ ચક્રવર્તિ ( બ્રાહ્મણ અને ચંદ્ર ) ની આજ્ઞાથી અગસ્તિઋષિ જે આખો સમુદ્ર પી ગયા હતા એવાની સાથે વ્યવહાર જેણે બાંધ્યો છે એવા પ્રિયો અર્થાત્ બહુ ઢીંચવાવાળા તેઓની સાથે (તેઓ સહિત). ૮. પ્રથમ વધૂપ્રવેશ ( આણું વાળવાનો અથવા વહુને ઘેર રાખવાનો દિવસ તે ) ટાંણે બંનેને શરમ હોય છે. ૯. મહાનંદની પેઠે. ૧૦. એશથી.

સ્પૃહા પદાર્થાંતરનીય વીતે,[૧] કરી ઉપેક્ષા પડતાં કિરીટે.[૨] ૭૧
મદે થયાં આકુળ તેથી સ્હોયે, નારીગણો પાન-ગૃહાંગણોયે;
પેઠાં હૃદેમાં સ્મર-બાણ વક્ર, આવે શું તે દુઃખથી શીર્ષ ચક્ર. ૭૨
અધરે[૩] વધૂના મધુત્વ કીધું, મધુનું ઉંધું અને ઉતારી દીધું;
વિદ્રુમે[૪] સમ તેથી તે[૫] પિવાને, કર્યું કાંતે મન મૂકીને સુરાને.[૬] ૭૩
પ્રથમ પાશથી ચાકર સ્હૌ ચસ્યાં,[૭] પટ પટો-પટ પેડુથકી ખસ્યાં;
પછી ખશી વળી લાજ હૃદેથકી, વધૂ વિશે વસિયો સ્મર થૈ નકી. ૭૪
આલિંગી કાંતે દઢ અન્યને જ્યાં, ચાલ્યાં વહી સ્વેદજ બિંદુઓ ત્યાં;
તેને મિષે કોમળ કેળ-પાત્ર,-સમા વપુથી સ્રવી કાંતિ માત્ર. ૭૫
થતું સઘળું શરીર છિન્નભિન્ન, મદન-શરે નિરખીજ કામિનીનું;
શરણ પકડવા ગયો શું હોઠ, પ્રિયવદને દઈ પાનમાટય દોટય. ૭૬
થયાં મધુ પી સુધસુધ ભંગ, સ્ત્રીનાં અસાધારણ ભ્રાંત અંગ;
નખાંકુશોયે પણ સૂખ્ય નાવી, વેદી[૮] ઉંડી કામગજે બનાવી. ૭૭
નારયોનાં ભુજ-વલયો[૯] વિશેષ વાગાં,બોલાવ્યા, થઇ સ્મરને પુરોનુવાક્યા;[૧૦]
યાજ્યા[૧૧] થૈ ગણગણવું[૧૨]જમોહનામે,અગ્નિષ્ટોમ[૧૩] હવનમ્હ ય હોઠસોમે.[૧૪] ૭૮

---

૧. બીજા પદાર્થની પણ ગરજ ન રહી ત્યારે. ૨. મુગટ પણ. ૩. સ્ત્રીઓના હોઠે મદ્યની મીઠાશને ઊંધી કીધી, ઉતારીપાડી ( હલકી પાડી ). ૪. પરવાળાં જેવા છે માટે. ૫. અધરપાન કરવાને. ૬. સુરાનો ત્યાગ કરીને. ૭. વસ્ત્રો. ૮. નખથી ક્ષત થયાં તે જાણે કામદેવરૂપી હાથી ઉપર અંકુશથી ઉંડા ઘા ન કર્યા હોય ? બીજે પક્ષે યજ્ઞ માટે ઊંડી વેદી (યજ્ઞમાં થતી ભૂમિમાં કરેલી ડમરૂ આકારની ખાત રચના ) કરી. ૯. બલોયાં ખડખડયાં. ૧૦. બોલાવવા ( આવાહન, તેડું કરવા. ) યજ્ઞમાં દેવતાઓને બોલાવવા માટે ભણાતો મંત્ર. અધ્વર્યુએ अमुकायानुब्रूहि એમ હોતાને પ્રૈષ કર્યા (પ્રેર્યા) પછી હોતા તે દેવતાના સંબંધનો મંત્ર ભણે છે તે **पुरानुवाक्या** કહેવાય. જેમ કે અગ્નીષોમની પુરોનુવાક્યા—**अग्नीषोमा सवेदसा.** (ઋ. ૧-૬-૨૯) ૧૧. યજ્ઞમાં બોલાવેલા દેવતા માટે હોમટાણે ભણાતો મંત્ર. ( અધ્વર્યુએ **अमुकं यज** એમ હોતા પ્રતિ પ્રૈષ કર્યા પછી હોતા ભણે છે તે મંત્ર. જેમ કે

કહી શકાય નહીં વિધિયેં પણ, સુભટતા વધૂતા સ્તનની ક્ષણ;
રતિ-રણે પ્રિય-પીડિત થ્યા છતાં, નહિ નમ્યાં ભર કંચુક[1] વ્હે જતાં. ૭૯
થઈ રહયલ રત-શ્રમે નિશાયે, ઉચિત વિરામ થવા મનોજ્ઞ[2]-વાયે;
સરસ નખભરી પ્રિયોની છાતી, પર પછીં નાસ્ય બધીજ સૂઈ જાતી. ૮૦
નમી ગયલ શશી-શિરે[3] અકાશેં, ઉતરતીં શું વયથી નિશા પ્રકાશે;
સુરપતિ[4] દિશને પ્રભા-પ્રવાહ,[5] ભજ્ય[6] રહ્યો અળતે શું[7] રંગિ ત્યાંહ. ૮૧
 ન્હોચ્યો પશ્ચિમ-સાગરે શશિ અને, ક્ષીણો તણી ગોટિયે,
 જાણેં ખાતી બગાસું શું કમલિની, સૂઈ ઉઠી પ્રોઢિયે;

---

અગ્નીષોમ માટે-**येयजामहेऽग्नीषोमौ. युवमेतानिदिवि०** (ઋ. ૧-૬-૨૮) આવી રીતનો પ્રયોગ દરેક યાગમાં દરેક દેવત. માટે મુખ્યત્વે આવે છે. તેથીજ અગ્નિસ્તુતિમાં તેનો ઉદ્દેશ લીધો છે. જેમ કે—**चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पचभिरेव च ॥ हूयते च पुनद्वाभ्यां तस्मै यज्ञात्मने नमः ॥** એનો અર્થ આમ છે,-

ચાર—**अध्वर्यु** (અગ્નીધ્રપ્રત્યે) **ओश्रावय.**
 ૧ ૨ ૩ ૪
ચાર—**अग्नीध्र-अस्तु श्रौषट्.**
 ૧ ૨ ૩ ૪
બે—**अध्वर्यु** (હોતા પ્રત્યે ) **यज.**
 ૧ ૨
પાંચ—**होता-येयजामहे.**
 ૧ ૨ ૩ ૪ ૫
બે— ,, **वौषट्.**
 ૧ ૨

આવા પવિત્ર યાગવિષયક શબ્દોનો પ્રયોગ કવિયે બ્રાહ્મણ છતાં શૃંગાર વિષયમાં કર્યો છે તે તેની જૈનપરાયણતા જણાઈ આવે છે.

૧૨. રત સમયે સ્ત્રીઓનું અસ્પષ્ટાક્ષરથી બોલવું. ૧૩. મોહનરૂપ અગ્નિષ્ટોમ. એ નામનો એક યાગ. ૧૪. અગ્નિષ્ટોમમાં પીવાતો સોમ ( સોમવલ્લી). ૧. કાંચળી અને બખતર. ૨. સુંદર ( મનને ગમે એવો ) વાયુ તેણે. ૩. ચંદ્ર રૂપી મસ્તક વાંકું વળી જાતાં. ૪. ઇંદ્રની દિશા=પૂર્વ. ૫. કાંતિનો પ્રવાહ. ૬. ભજી રહ્યોચ (છે). ૭. શું અળતે ? (લાખના પકવેલા રંગે ? ).

દીધું[૧] ચિત્ત દયાર્થો ચક્ર-ખગમાં, વક્રત્વ દૈવે તજી,
કુંકાવર્ણું શું પૂર્વ-દિક્-મુખ રવિ-તેજેજ દીધું સજી.[૨] ૮૨
આવ્યા દેવ ત્રિલોકિ એક[૩]-નયન, સ્વામી બધી કાંતિના,
કર્તા પદ્મ-ઉદે ઉધાર[૪] કરતા, મોહાબ્ધિથી વિશ્વના;
પ્રાતઃકાળ વધાઈ એમ નભને, દેતા ખગોને રવે,[૫]
અંધારૂં હરવા મિષે ઉપરથી, તે ઓઢણું સેરવે. ૮૩



ઇતિશ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વરદેવ વિરચિત
કીર્તિકૌમુદી નામના મહા કાવ્યના આચાર્ય વલ્લભજી હ-
રિદત્ત કૃત ગુર્જર સમશ્લોકી ભાષાંતરમાં
ચંદ્રોદયવર્ણન નામે સાતમો સર્ગ
સમાપ્ત.



૧. ભાગ્ય જે વાંકાં હતાં છે મટીને તેણે ચકવા ચકવી તરફ દયા કરીને મન દીધું. એટલે તેને અનુકૂળ વખત આવ્યો. ૨. કરી દીધું. ૩. ત્રણ જગતના એક આંખરૂપ ૪. ઉદ્ધાર. ૫. પક્ષીઓના શબ્દવડે ૬. ઓઢેલું વસ્ત્ર.

# સર્ગ ૮ મો.

કરતાં પદ્મિની[૧]–નાથે, ચુંબન ઇંદ્રદિક્[૨] તણું;
જાગ્યા મંત્રી પદ્મવત જે, પાત્ર છે શ્રી[૩] તણું ઘણું. ૧
થયા રાજી થતાં ભેળી, જોડી તે ચક્રવાતણી;
પરકષ્ટ જતાં પ્રીતિ, વધે છે સંતને ઘણી. ૨
ઉન્માદ પદ્મનો પેખી, મંદતા કુમુદો તણી;
ક્ષણિકત્વ સમૃદ્ધિનું, ચિત્તેં નિશ્ચેં કર્યું ગણી. ૩
ક્યારેંક ઊઠે અંધારૂં, ઊગે ક્યારેક ને રવિ;
ધિક્ વિધિ ઊંચ–નીચે છે, તુલ્ય તે એમ ગોઠવે[૪]. ૪
દુસ્તરા તિમિરાબ્ધિમાં, કરને[૫] ફેંકતો હવો;
બૂડેલા વિશ્વને ટેકો, ધારી ભાસ્કર આપવો. ૫
ઝાંખી દીપ–શિખા ડોલે, થૈ જતાં સ્વલ્પ ત્યાં તમ;
શોભે શેષ–જળે પંકે, તડફડે માછલાં જયમ. ૬
તમ–દાનવને તીક્ષ્ણ, કરાગ્રે[૬] સદ્ય ભેદતો;
નૃસિંહ જેમ પ્રગટ્યો, રોષેં રાતો રવિ થતો. ૭
હવે ચ્હડ્યો રવિ વામ[૭], જણાતો કુમુદો[૮] વિશેં;
એક્કો ન્યાયાધીશ વિશ્વ,- વ્યવહારે રવિ દિશે. ૮
થાતાં દિશાંત મલિન, જાતાં તમ–પયોધરે;[૯]
હંસ[૧૦] પેઠો અબ્જતાજ[૧૧],–ધારેલા એ નભઃ–[૧૨]સરે. ૯
પરદેશ જતા સૂર્યે, રાખી થાપણ જે નિજ;

---

૧. ચંદ્રે. ૨. પૂર્વ દિશાનું. ૩. પદ્મ પણ શ્રીનું પાત્ર છે. ૪. મંત્રી વિચાર કરે છે. ૫. હાથને અને કિરણને. ૬. હાથનાં અગ્ર=નખ. અને કિરણ. ૭. સુંદર અને ક્રૂર. ૮. પૃથ્વીમાં મોહ કરનારા અને ધોળાં (ચંદ્રવિકાશી) કમળ માટેજ એક્કો ન્યાયાધીશ. ૯. મેઘ પણ. ૧૦. હંસ અને સૂર્ય. ૧૧. કમળ અને ચંદ્ર. ૧૨. આકાશરૂપી તળાવેં.

દે છે તે પાછાં કિરણો, [૧]અગ્નિ સ્ફટિક[૨]–ભૂમિ–જ. ૧૦
શોભે સૂર્યતણી જ્યોતિ, [૩]વિવૃતિ વિશ્વ–સૂત્રની;
દૃષ્ટિ–[૪]તમ–હરી ખુટી, ને ઇષ્ટ[૫] વાત પદ્મની. ૧૧
પી ગયાં ટાંઢિયો તાવ, ચકવા ચકવી તણો;
અંધારાને દાબી દેતાં, હવાં ભાસ્કર કિરણો. ૧૨
લાંબો [૬]કર કરી સૂર્ય,–કરીંદ્ર દોડતે સતે;
આંટો લે છે સુમેરૂને, અંધારૂં ભાગતે જતે. ૧૩
દિશા–મુગટની શોભા, કરતો કિરણાંકુરે[૭];
પદ્મિનીનો [૮]પ્રાણ આવ્યો, ત્રિભાગે નભને પુરે. ૧૪
સ્હવારે શિરનાં પુષ્પો, તજે છે તરૂણી–ગણ;
લોકે કારણને લે છે, ગૌરવે [૯]ગુણિનું પણ. ૧૫
વિયોગે પ્રિયના હૈયે, અશ્રુબિંદુ [૧૦]સહાંજને;
ખૂંચેલાં કામ–બાણોનાં, મૂળ જેવાં લસે [૧૧]તને. ૧૬
સૂર્ય સર્પ–સમા અંધ,–કારને બ્હીવરાવતા;
સુવર્ણ–કાંતિથી જાણે, હોયે ગરૂડ શોભતા. ૧૭
ધર્મેક–નિષ્ઠ મંત્રીયે, નાહી શુચિ–જળે ફરી;
ત્રિકાલજ્ઞ[૧૨]–જગત્પૂજ્ય,–તણી પૂજા પછી કરી. ૧૮
શોભે ધોળા–અંગવસ્ત્રે, તે મંત્રી મતિમાન્ ખરો;
કલિ–યુગથી બ્હીનેલા,–પુણ્યે લીધો શું આશરો. ૧૯
અદેખાઈ[૧૩]–જ્વરે તપ્ત, ચિત્તને તજી અન્યના;
આદિ–નાથ હર્યાં ચિત્તે, સૌહાર્દે શીત[૧૪] તેહના. ૨૦

---

૧–૨. સ્ફટિકની પૃથ્વીમાં થાપણ મૂકેલાં કિરણો અગ્નિ પાછાં દે છે. ૩. પ્રકાશક. સૂત્રના પક્ષમાં ટીકા. ૪. અંધકાર અને અજ્ઞાન. ૫. સારા સમાચાર. ૬. સૂંઢ્ય અને કિરણ. ૭. કિરણોના કોંટાથી. ૮. પ્રાણ દેનારો. ૯. ગુણી અને દોરાવાળાં. ૧૦. આંજણ ( કાજળ ) વાળાં અર્થાત્ કાળાં. ૧૧. તનમાં ખૂંચી ગયેલાં કામબાણોના છેડા બ્હાર્ય દેખાતા હોય એમ. ૧૨. અરિહંતની. ૧૩. અદેખાઈરૂપી જ્વરે. ૧૪. ચિત્તનું વિશેષણ છે.

બ્રહ્માયેં ભાલમાં તેના, ચંદનેં તિલકાકૃતિ;
સુકૃતિમાં મુખ્ય એવી, રેખા કીધી શું શોભતી. ૨૧.
છૂટો પડ્યો શું કળિથી, તેથી જાણે મળ્યો શમ[1];
કીધાં શું પૂર્ણ સદ્દવૃત્ત[2], શોભે તે તેથી ઉત્તમ. ૨૨
તેની દંત[3]-દ્યુતિ શોભે, જ્યારે દેવેંદ્રને સ્તવે;
પ્રકાશિતાનંદ[4] ચંદ્ર,-રશ્મિ-શ્રી-સમ દાખવે. ૨૩
દાનો દઈ સુપાત્રોનેં, ગુરૂનેં તે નમી[5] પરેં;
સત્વાશ્રિત-મનેં આમ, ભવની ભાવના[6] કરે. ૨૪
અહો ! સંસારની જેલેં, જડ્યા માયાની બ્હેડીથી;
ક્યારેંય છૂટકો કેમેં, પ્રાણિયોનો થતો નથી. ૨૫.
કામ માટે કોક દોડે, દામ માટેંય કેક ને[7];
સર્વેષ્ટ હેતુ-ધર્માર્થે, ન કોઈ ઉદ્યમી બને. ૨૬.
રાજી[8] થાતા અંતરાત્મા, સાક્ષી જે ધર્મ કર્મના;
તે ધર્મથીયેં રે' છેટા, અહો મૂર્ખા જનો બન્યા. ૨૭.
અગ્નિ-વિષાદિ જે[9] પાશેં, હોવાથી પ્રભવે નહીં;
તે ધર્મથી છે કો અન્ય, શરણું દેહિને અંહી. ૨૮
ધર્મ સિદ્ધ થયે નક્કી, સિદ્ધિ છે અર્થ-કામની;
રહેલી છે દૂધ મળતાં, સંપત્તિ દધિ આજ્યની. ૨૯
ઊંચે ગર્વે ચ્હડાવી શ્રી, નરને તૂર્ત તે[10] સરે;
ત્યાંથી તે[11] દુર્બળાઈના, ટેકાથી હેઠ[12] ઊતરે. ૩૦
ઝીતી તું લક્ષ્મી જે ત્હારે, માટે તેનેંય સહૌ જન;

---

૧. શાંતિ. મંત્રી કલિયુગથી જુદા પડ્યા તેથી તેને આવીને શમ ભેટયો. ૨. સારાં આચરણ સંપૂર્ણ રીતે કર્યાં તેથી જાણે શરીર શોભતું હોય. ૩. કિરણ. ૪. પ્રકાશ પામેલા આનંદરૂપી ચંદ્રનાં કિરણોનાં શોભા જેવી. ૫. નમન પ્રકારથી. ૬. યોજના. ૭. અને. ૮. રાજી થાતા થકા સાક્ષી છે. ૯. ધર્મ. ૦૧. તે લક્ષ્મી. સરે=સરકી=ભાગી જાય. ૧૧. ગર્વી. ૧૨. અધઃપાત થાય.

સેવે જે દેસ-નિકારે[1], યમરાજની વત્ ધન. ૩૧
મૂર્ખ શઠ થાય લાભે, અધર્મે પ્રાપ્ય દ્રવ્યના;
સામું જોતા નથી નાશ, પ્રતિ દુષ્પ્રાપ્ય પુણ્યના. ૩૨
પમાય સ્વર્ગ સન્માર્ગે, દીધેલી જેહ શ્રી-વડે;
અધર્મે આપી તેનેય, મૂર્ખો પાપ-પથે [2]અડે. ૩૩
પોતે[3] કરેલી ઉત્પન્ન, એવી પુત્રી-સમ શ્રીને;
ભોગવે દાન-ફળજ, સુજ્ઞો તે[4] આપી પાત્રને. ૩૪
પિત્રાદિયે ભોગવી ને, ભોક્તા પુત્રાદિયે થશે.
ગ્રામ-વેશ્યા-સમ-શ્રી જે, સંતો તેને ન ઇચ્છશે. ૩૫
ચોરોયે કે દુરાશોયે[5], હરેલું ધન તે ખમે;
[6]કલ્પે કલ્પે ન અલ્પેંય, સત્કાર્યે કૃપણો કયમે. ૩૬
ધનાંધો થાય અંધાજ, એ સાચું છેજ કેમ કે;
[7]અન્યે ચીંધ્યા પથે ને તે, અન્ય-ટેકે જઈ શકે. ૩૭
[8]દૂણાયે અતિ દુ:ખેથી, ધનનાશ થયે ધની;
હસ્ત-[9]દીપ થતાં બંધ, બાધે અંધારું મ્હો બની. ૩૮
પ્હેલાંથીજ પ્રાણિઓને, દેખાડે છે વિકાર[10] જે;
ભવ-નાશક ભાવોથી[11], વિભવો શું મિઠાશ દે. ૩૯

---

૧. નિકાર=તિરસ્કાર. તેણે સહિત તથા નિકાર=**નિ** અક્ષર તેણે સહિત ધન અર્થાત્ **નિધન**=મૃત્યુ. ૨. આસક્ત થાય. ૩-૪. પુત્રીને પણ પોતે ઉત્પન્ન કરે છે. માટે પોતે ઉત્પન્ન કરેલી=મેળવેલી લક્ષ્મી પોતાની પુત્રી સમાન થઈ તેને પાત્રે દઈને તેના દાનનું ફળજ સુજ્ઞો ભોગવે છે એમ યોજના છે. ૫. ખરાબ આશા રાખનારા પુરુષોએ. ૬. કલ્પે પણ ન કલ્પે=ઠરાવે. ૭. ધની-ઓની આગળ માર્ગ દેખાડનારા તથા હાથ પકડીને ચાલનારા નોકરો હોય છે. ૮. દુ:ખી થાય છે. ૯. હાથમાં રહેલો દીવો ઓલવાઈ જાય તો વધુ અંધારું થાય. ૧૦. **વિભવ** શબ્દમાં પહેલો **વિ** આવે છે તે, અને **વિકાર**=બગડવું. ૧૧. પદાર્થો.

સંસારની વિરસતા[1], જાણે જડ જનો ન જ,
જે સુખો તે સુખાભાસ[2], દુઃખ તો છેજ દુઃખજ. ૪૦
રમાડે મનને વસ્તુ, સંસાર[3]–જન્ય ત્યાં લગી;
ન[4] સૂણ્યું આંસુ–યુક્ત, લોક–પુકાર–વાજું જ્યાં લગી. ૪૧
અહો દેહિ વિશે મોહ, ઊંડે છે શો મહાન આ;
વિષયો દુઃખ હેતુ જે, તેથી રે' સુખ ઇચ્છતા. ૪૨
છત્ર–છાયા મિષે એને, બ્રહ્માયે ચાકડે ધર્યા;
ફરે છે તોય નિજને, સ્થિર માને ધની નર્યા. ૪૩
મદાંધ ભૂપો તે કેમ, પર–લોક નિહાળશે;
તમો[5]–મંડળ મધ્યે જે, છત્રછાયા–મશે વસે. ૪૪
સુખો[6] વિષય–સેવાજ, માની ત્યાંજ મચે જનો;
પ્રમોદ તો છે તે ત્યાગે, છે સ્વાદ ક્યાંક તેહનો. ૪૫
અવશ્ય નાશવાન્ દેહ, દુર્જેય યમ શત્રુ છે;
જન[7] મ્હોથી નીકળે ન, હાસ્ય આશ્ચર્ય છેજ એ. ૪૬
ખાટકી–વત્ જન પશુ, કાળ લૈ જાય જે ક્ષણે;

---

૧. રસ વિનાપણું. ૨. ઉપરછળાં દેખાય એવાં. ૩. વસ્તુનું વિશેષણ છે. ૪. લોકોનાં આંસુ ભરી આંખે ડસકાં ખાતાં બોલાતાં (દુઃખનાં) વચનો કાને ન પડયાં હોય ત્યાં લગી સંસારી વિષયો ભોગવવા સારા લાગે. ૫. છત્તરના છાંયાનું અંધારૂં અને અજ્ઞાન. ૬. આ શ્લોક મૂળમાંજ ઘણો સંક્ષિપ્ત છે પણ તેનો સંપૂર્ણ અર્થ સંસ્કૃત પ્રયોગોની ખૂબીને લીધે તેમાં આવી ગયો છે. ગુજરાતીમાં જરા ખેંચ કરવી પડી છે તેથી તેના વિવરણની જરૂર છે. તે એ કે–વિષયો ભોગવવા એમાંજ સુખ છે એમ માનીને પ્રાણીઓ તેમાંજ મચ્યા રહે છે; પણ વિષયના ત્યાગમાં જે આનંદ રહ્યો છે તેનો સ્વાદ તો ક્વચિત્ કોક લેતું હોય તો–અર્થાત્ બધા તેનો સ્વાદ લઈ શકતા નથી. ૭. એમ છતાં લોકોનાં મ્હોં ઉપરથી હાસ્ય ખસતું નથી અથવા લોકો દેહ વિષે મમતા રાખનારને હસતા નથી એજ આશ્ચર્ય છે.

ધિક્ તેને મુખ નાંખે જે, પાશે ને વિષયં–તૃણે. ૪૭

કામનારો દેહ ત્હારો, ન કીજે અતિ લાડકો;
નિર્વાહ[1]–યોગ્ય છે માત્ર, વકરે પુષ્ટ થ્યો થકો. ૪૮

એરે અકાર્યે ને શીઘ્ર, નાશે મ્હોટી–વિપત[2]–વિશે;
ઇંદ્રિયો દુષ્ટ–મિત્રોવત્, બંધુથી[3] અજ્ઞને હશે. ૪૯

પ્રાણ જેવાં સુતાદિમાં, સ્નેહગ્રંથિ જણાય જે;
જનોને વૈભવ–સમે, સ્પષ્ટ[4] તે પણ થાય છે. ૫૦

દુઃખાગ્નિ કે સ્મરાગ્નિ કે, ક્રોધાગ્નિ વા બળેચ જ્યાં;
અવિવેકી–દેહિ–હૃદે, આવતી નથી શાંતિ ત્યાં. ૫૧

અવિદ્યાને[5] જ સેવે છે, વિદ્યાની[6] ન તથા કરે;
દૂતીમાં થાય છે રાજી, કુળસ્ત્રીને તજી અરે. ૫૨

કાંઠે ઊભો જુવે યોગી, જગ આ ભવ–સાગરે;
નિજનાં પાપ–પુણ્યોયે, તરતું બુડતું ફરે. ૫૩

વિષયો[7] માંસ મૂકીને, રહે છે જેહ દંડ[8] લૈ;
સંસાર કૂતરો તેથી, ભાગે છે ભય–ભીત થૈ. ૫૪

આ સંસાર–તણી ખાડ્ય, નિત્ય દુઃખે ભરી નરી;
તે વિના ન મળે કાંઈ, બીજું તે મ્હાયથી જરી. ૫૫

વિધિ ક્રોધથી વીંધે ત્યાં, ધર્મ બખતર દેહિનો;

---

૧. કામનારો જેમ માત્ર નિર્વાહ બાંધી આપ્યો હોય તેટલું લેવાને યોગ્ય છે તેમ દેહ પણ કામનારો છે તો માત્ર પોષણ થાય એટલું આપવાને લાયક છે. ૨. કા૦ કહે છે કે મ્હોટી વિપતનો અર્થ ઇંદ્રિયોના પક્ષમાં મૃત્યુ અને મિત્રના પક્ષમાં મ્હોટી આફત લેવો એ જો કે યોગ્ય છે તોપણ મૃત્યુ વિના પણ અંધબધિરત્વાદિમાં પણ ઇંદ્રિયો નાશે છે. ૩. તેને વિષે બંધુભાવ એટલે વૈભવ સમયે સગાંસાઈ ભેળાં થાય છે. ૪. અજ્ઞાન=માયા. દૂતિસ્થાનાપન્ન. ૫. જ્ઞાન. કુળસ્ત્રીસ્થાનાપન્ન ૬. વિષયો રૂપી માંસને છોડી દઈને. ૭. લાકડી તથા સ્વામીનો દંડ.

એજ[1] કેવળ છે માટે, અમારી ગતિ તે[2] બનો. ૫૬

સુકૃત[3]–કૃતિ–વિચક્ષણે વિચાર્યું, બહુ બહુ એમ જવાનું તીર્થ ધાર્યું;
જળ વિમળ થયું શમેથી કીચ, ઋતુ[4] શુભ થૈ અટક્યા મયૂરનાચ. ૫૭

ભવ[5] અધમજ આ બહુ વિચારી, ગલિત–રસો વિષયે સુમૌનધારી;
વળી વિમળ સ્વરૂપ એહવા જે, મુનિ–સમ મેઘથી વ્યોમ વન છાજે. ૫૮

દિન[6]–પતિ અતિશે કરેચ તાપ, અતિશય શોભી રહે નિશેશ[7] આપ;
જળ વિમળપણું ધરે અતોલે, મધુર રવો કરી રાજહંસો બોલે. ૫૯

તટ–નિકટ સરસ્વતી તણાજ, મળ્યલ સુખંજન પક્ષિનો સમાજ.
નિરખી સુખજ થાય છે જનોને, નિરખી યથા વણહાસ્ય [8]શત્રુમ્હોને. ૬૦

[9]ક્ષિતિવલય–જયાર્થ જાય વીર, ક્રમથી નદી–જળ છાંડી જાય તીર;
શરદ અવતરી સુમત્તહંસે, દિશિ દિશિ કાસ સમૂહના [10]વતંસે. ૬૧

કુસુમ–વગરના તજી કંડાને, ભ્રમર–કુલો વળગ્યાંજ સાતવાને[11];

---

૧. ધર્મજ. ૨. ધર્મ. ૩. પુણ્યની ક્રિયામાં કુશળ. ૪. શરદ. ૫. આ શ્લોકમાં મેઘનું અને મુનિઓનું શ્લેષમાં વર્ણન કર્યું છે. તે બંને આ સંસાર અસાર છે એમ વિચાર કરીને વિષયમાં ગલિતરસ થયા. મેઘે–દેશોમાં પોતાનું જળ ખાલી કર્યું. મુનિઓએ–વિષયનો રસ ગાળી નાંખ્યો. વિષયવાસના ત્યાગ કરી. મૌન ધાર્યું–મેઘ ગર્જતા બંધ થયા. ઋષિઓએ મૌનવ્રત ધારણ કર્યું. વિમળસ્વરૂપ–મેઘ પાણી વગરના થતાં કાળા મટી ગયા. મુનિઓ નિર્મળ અંતઃકરણવાળા. એવા મેઘથી શરદ ઋતુમાં આકાશ શોભે છે અને એવા મુનિઓથી વન શોભે છે. એટલે ચાતુર્માસ્યમાં પ્રવાસ બંધ રાખેલ તે હવે પ્રવાસી થઈ વનમાં ફરવા લાગ્યા. ૬. સૂર્ય. ૭. ચંદ્ર. ૮ ખંજન કાળાં છે તેથી શત્રુનાં હાસ્ય વગરનાં મુખ જેવી ઉપમા આપી છે. મૂળમાં એ ક્રિયાવિશેષણ છે. ૯. ભૂમંડળ. શરદ અવતરી ત્યારે. ૧૦. કાંસડાના સમૂહ જાણે મુગટ હોય. મુગટના અર્થમાં **वष्टिभागुरिरल्लोप** એ વચન પ્રમાણે **अवतंस** અને **वतंस** બંને ચાલે છે. ૧૧. સપ્તપર્ણના વૃક્ષને.

કરિ–મદ ઝરી જ્યાં[1] જમ્યો સુગંધ, કરમિકને જગમ્હાંય જાય સંધા. ६२
જગત–તણી ધને વિપત્તિ ટાળી, જળની સમૃદ્ધિથી આપ થૈજ ખાલી;
ઉદય સહી શકે અહો ન દૈવ, સુજન[2]તણો પણ વેરી જે[3] સદૈવ. ६३
ધન સમય થયે વિદાય જાગે, મધુ[4]–રિપુ એહ કથા ખરીજ લાગે;
દિનપતિ શશિ તેની આંખ્ય ખાસ, નહિતર કેમ ધરે ખરો પ્રકાશ. ६४
સર[5]–પવન સરોજથી સુગંધી, કમલ–સમૃદ્ધિથી મ્હેકી પૃથ્વી સંધી;
મધુ–સ્વર પણ હંસો આચરે છે, પથિક–ગણે બહુ તે વ્યથા ધરે છે. ६५
મલય–ગિરિથી છન્ન[6] વ્યોમ જ્યાંહ, પ્રગટ થયાજ અગસ્તિ[7] જ્યાર ત્યાંહ;
જગત થયું નિરોણિ નીર પેય[8], [9]મહદુદયો ખુશી કેહને ન દેય. ६६
ઘનની ગરજના વિરામ પામી, અધિક બરાડી રહ્યાય ધેનુ–સ્વામી;[10]
ક્ષિતિ–તલ તજી દીધું કાકછત્રે[11], જળ શણગાર્યું સરોજ પુંજ માત્રે. ६७
[12]મહિષ–અસિત–અબ્જ–તુલ્યમેઘે, ગગન હતું જવ વ્યાપ્ત ત્યાર ભેગું;
થયલ ન ખરચાઈ તે અટાણે, રવિ ખરચેય સ્વતેજ ખૂબ જાણે. ६८
ચંદ્ર–જ્યોત્સ્ના[13] સેવ્ય છે જે પ્રદોષે, દીવા પંક્તિ લોકને જ્યાર તોષે;
દુગ્ધે ડોળી શર્કરા પથ્ય જ્યારે, પેઠો ભોમે તે તદા દૈવ–પ્રેર્યો. ६९
હંસો જે નલિનિ–વને જવાજ લાગ્યા, તેઓના કલરવથી [14]મુરારિ જાગ્યા;

---

૧. સાતવાનમાં માથાં ઘસવાથી ઝરીને મ્હોરેલો. ૨. ઉદયની સાથે સંબંધ છે. ૩. ભાગ્ય. ૪. વિષ્ણુ. ૫. તળાવનો પવન. ૬. ઢંકાયેલા. ૭. અગસ્તિનો તારો. ૮ પીવા લાયક થયું. ૯. મોટા પુરુષનો ઉદય. ૧૦. બળધ. ૧૧. કાગડાની ટોપી પણ કોક કહે છે. ૧૨. આ શ્લોકમાં મૂળમાં બધી પ્રતોમાં અશુદ્ધ હતું તે કા૦ એ ફુટનોટમાં સુધાર્યું છે તે પ્રમાણે સુધારતાં તેનો ભાવ આ પ્રમાણે છે. જ્યારે આકાશ પાડા અને નીલ કમળ જેવા (કાળા) મેઘથી વ્યાપ્ત હતું ત્યારે ન ખરચાઈ સંચી રખાયેલું પોતાનું તેજ ( ઉષ્ણતા ) સૂર્ય જાણે આ ટાણે ખૂબ ખરચતો હોય. ૧૩. ચાંદની. ૧૪. શરદ ઋતુમાં કારતક શુદ ૧૧ ને દિવસે વિષ્ણુ જે ચાતુર્માસ્યમાં સૂતા હતા તે જાગ્યા.

તે ઊઠયે ત્રિભુવન–ભાર તેનોં[1] માથે, નાંખીને સ્વધનુ સમેટયું[2] દેવનાથે. ૭૦

વારિ સ્વચ્છ નિવારિ ઇંદ્ર ધનુને, વ્યોમે ઘનો નિર્જળ;
હંસસ્ત્રી[3] મદ–મત્ત થૈ વળી દિશા, કાશે[4] લસે નિર્મળ. ૭૧
તેજસ્વી સહુમાં છઉં પ્રથમ હું, એવું જણાવી લસે;
દિક્–સ્ત્રી–દર્પણ ચંદ્ર મેઘ–ભસિતે[5], શોભે ઉજાળ્યો હશે. ૭૨

---

ઇતિશ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વરદેવ વિરચિત
કીર્તિકૌમુદી નામના મહા કાવ્યના
આચાર્ય વલ્લભજી હરિદત્તકૃત સમશ્લોકી
ગુર્જર ભાષાંતરમાં પરમાર્થ વિચાર
નામે આઠમો સર્ગ
સંપૂર્ણ થયો.

---

૧. વિષ્ણુને માથે. ૨. ઇંદ્રધનુષ્ય દેખાતું બંધ થયું તેને માટે હેતૂત્પેક્ષા છે. ૩. હંસિણી. ૪. કાંસડાવડે. ૫. ભસ્મવડે.

# સર્ગ ૯ મો.

---

ઇચ્છી અમાત્યેં કરવા સુતીર્થ,-[૧]યાત્રા શરદ્ ભેળીઁ થઈ તદર્થ;
મહાનના ઇચ્છિત-કાર્યમ્હાય, સદાય દૈવેં અનુકૂલ થાય. ૧
સધર્મી-મિત્રોથીઁ [૨]પ્રબંધ સારૂ, તે [૩]અર્થિ-મિત્રેં ચલવ્યા સુચાર;
ન [૪]રાજી પોતેંજ થયે કૃતાર્થ, બીજા કૃતાર્થેંથીઁ કૃતી કૃતાર્થ. ૨
રથો સહર્ષેં સચિવેં રચાવ્યા[૫], લોક-પ્રયાણોચિત સ્હો કરાવ્યા;
જ્યાં પુણ્ય-કૃતની કૃતિ[૬] આદરાય, ઉતાવળો સંત ન કોણ થાય. ૩
ભાતાં ભર્યાં વાહન [૭]વાટશાઈ, જોડા અને લે જળની સુરાઈ;
પ્રયાણ માટે [૮]જન વસ્તુપાળ,-સાથે થયા તત્પર તેજ કાળ. ૪
દૈ આદરો [૯]દૂરથીયેં બુલાવ્યા, શ્રદ્ધાળુને તે જન સર્વ આવ્યા;
તેના યશો પ્હોચ્યા ગયા પુરોમાં, દિગંતરોથીય દિગંતરોમાં. ૫
તેણે રિપુ બંધુ-સમૂહ-સાથે, સ્વભાવથી બંધુજ સુજ્ઞ-સાથેં;[૧૦]
સારે મુહૂર્તે શુકનો થયાં કે, પ્રસ્થાનું કીધું [૧૧]ધણીંની રજા લૈ. ૬
રાજી થયો તે ફળ-પુષ્પવાળી, આગે જ સોવાસણ સ્ત્રી નિહાળી;
નિર્વિઘ્ન વાટેં થવીં તીર્થ-યાત્રા, નક્કી કર્યું એમ સ્વચિત્ત મંત્રી[૧૨]. ૭
બેઠા ક્ષણું પીપળ હેઠ આવી, વળાવવા આવ્યલને વળાવી;

---

૧. મંત્રીયેં તીર્થે યાત્રા કરવા ઇચ્છી. (તીર્થયાત્રા કરવાની ઇચ્છા કરી) ત્યારે તેની ભેળી તે સારૂ શરદ્ઋતુ પણ માંડી. એટલે શરદ્ઋતુ બેસવાથી યાત્રાની સુગમતા થઈ. ૨. બંદોબસ્ત. ૩. યાચકજનોના મિત્ર. ૪. પુણ્યવાન્ પુરુષો પોતેજ કૃતાર્થ થાય તેમાં રાજી ન થાય પણ બીજા કૃતાર્થ થયેથી પોતાને કૃતાર્થ માને. ૫. સમા કરાવ્યા. ૬. પુણ્યવાન્ પુરુષો જે કામ આદરે તેમાં. ૭. મુસાફરીમાં નભી શકે એવાં. ૮. આગળ કહેલી ભાતાં વગેરેની તૈયારીયુક્ત સંઘનાં માણસો. ૯. પરગામથી પણ. ૧૦. સુજ્ઞના સાથનો સ્વાભાવિક બંધુ. ૧૧. પોતાના રાજાની. ૧૨. મંત્રીએ.

તે શ્રાવકેંદ્રે ખર[1]–શબ્દ વામે, સુણ્યો જતાં પંથજ[2] પંથ[3]–કામે. ૮
રાખી સદા ઇંદ્રિય વશ્ય ત્હોયે, શ્રદ્ધા ઘણેરા નિયમોજ તોયે;
સ્વભાવથી શુદ્ધજ સુજ્ઞ હોય, પવિત્રતા[4] લાભ–સુલોભ તોય. ૯
રથે હયે ઉંટ વૃષેજ કોઈ, ચાલ્યા ન્હડી સર્વ કરી સ્વ–સોઈ;
મંત્રીશ્વરે ધર્મ–ધુરા–ધુરીણે, તેનો બધો ભાર વહ્યો[5] પ્રવીણે. ૧૦
અયાન[6] જે વાહન દેય તેને, દે છે ધનો દ્રવ્ય નથી જ જેને;
દે વસ્ત્ર તે તેમ અવસ્ત્રનાને, છે પૃથ્વીમાં કલ્પતરૂ સમાને. ૧૧
જમે બધા તે પછી તે જમે છે, યાત્રાળુ સૂતા પછી તે સૂવે છે;
જાગે સહુ પ્હેલથી[7] એ પ્રકારે, સંઘપ્રભુનું[8] વ્રત એહ ધારે. ૧૨
ભક્ષ્યો ભલાં પાણી ઘણાંજ વાટે, રાજી જનો ગોરસ શ્રેષ્ટ[9] ઘાટે.
તે દુર્ગ[10]–માર્ગેય પ્રયાણ–ન્હાય, વાડીની મ્હેમાની સમાન થાય. ૧૩
યાત્રા–પ્રસંગે પુર જેહ જાય, પૌરે ધર્યાં તોરણ ત્યાં સુહાય;
તેના મુખી[11] માન વિશેષ એને, દે છે અને તે પ્રતિ–માન[12] તેને. ૧૪
માર્ગેજ માગે પથિકો અનેક, દે વસ્તુપાળે[13] કંઈ વસ્તુ નેક;
દેતાં ઘણું ગર્વ જરા ન ત્હાય, ન કોઈપે કોપ કરે જરાય. ૧૫
જનો જીનોનાં શુભ–ગીત ગાય, સ્હૌ મધ્ય–મધ્યે મળી માર્ગ ન્હાય;
હર્ષે રૂંવાડાં ઉપડ્યાં ચ જેનાં, અને યશો ગાય સદાય તેના[14]. ૧૬

---

૧. **वामे प्रयाण समये रासभशब्दोपिमंगलंकुरुते** ॥ એ વચન પ્રમાણે તે પણ શુકનમાં ગણાય છે. કાથવટેએ છપાવેલા પુસ્તકમાં **खर**ને બદલે **स्वर** પાઠ રાખ્યો છે છતાં નોટમાં કાંઇ કર્યું નથી. મ્હારી પાસેનાં પણ બંને પુસ્તકમાં **स्वरस्य** પાઠ છે તે એકે મને ખરો લાગતો નથી. ૨. માર્ગમાં. ૩. યાત્રા સારૂ. ૪. પવિત્રતાના લાભનો લોભ રાખે. ૫. પોતાને માથે રાખ્યો ( ખરચ વગેરે બધું ) ૬. વાહન વોણાને. ૭. પ્હેલાંથી. ૮. સંઘવી. ૯. ઊંચા પ્રકારનાં. ૧૦. કરડા. ૧૧. તે તે ગામના મુખી (રાજા, દરબાર, વહીવટદાર, પટેલ વગેરે.) ૧૨. મંત્રી તેને સામું માન દે છે. ૧૩. વસ્તુપાળ પણ. ૧૪. મંત્રીના.

તે સાધુની પાછળ ચાલી હારય; યાત્રાળુનાં વાહનની અપાર;
વ્યોમે વિમાનસ્થ દ્યુલોકિ[1] લોકે, ભૂમાપની[2] લાકડીવત્ વિલોકે. ૧૭

આગે પુઠે ને વળી બેઉ પાશે, જેને કરે ખડ્ગ ખરાં પ્રકાશે;
અસ્વાર એવા ભટ વાટ મ્હાય, રક્ષા કરે યાત્રિકની સદાય. ૧૮

જૂને[3] જીનેંદ્રાલય ઉદ્ધરેલે, નવે તળાવે કમળો ભરેલે;
મંત્રીશ જે માર્ગથી ચાલી જાય, અજાણને તે પણ ઓળખાય. ૧૯

જીનેશ્વરોની પ્રતિમાજ જ્યાં જ્યાં, શ્વેતાંબરોના[4] ગણ માર્ગમાં જ્યાં;
તે આશ્રિતોનાં દુખહારી ભાળે, પૂજા કરીને પછી ત્યાંથી ચાલે. ૨૦

પુણ્યાત્મને તૃપ્ત કરે અને જે, મુક્ત[5] પ્રપંચે વિષયો તણે છે;
ધર્મી વડો પાંચ છ મંજલોયે, શત્રુંજયે શત્રુજયી ગયો એ. ૨૧

સહ્યાદ્રિથીયે શુભ–પર્વતે એ, મંત્રી ચ્હડ્યા હારી જઈ ન હૈયે;
મળેલ મર્ત્યે ભલી ભીડ્ય જામે,[6] નમ્યા જઈ યક્ષ કપર્દિ–નામે[7]. ૨૨

---

૧. સ્વર્ગનાં લોકો પણ. ૨. પૃથ્વી ભરવાનો માનદંડ. ૩. જીનદેવળોના જીર્ણોદ્ધારવડે. ૪. જે પંથમાં મંત્રી છે તે પંથના સાધુઓ. ૫. વિષયો તણા પ્રપંચે મુક્ત એવો. ૬. જામ્યે સતે. ૭. કપર્દિયક્ષ નામના ( દેવને ) કેટલાંક જૈન મંદિરોમાં બળધના મસ્તકવાળી મનુષ્યની મૂર્તિ બેસારી હોય છે તે કપર્દિયક્ષની હોય છે. વિદુરનીતિના, છાપવાની કળાની શરૂઆતમાં શિલાપ્રેસમાં છાપેલા પુસ્તકમાં છેવટમાં યક્ષપ્રશ્ન મુકેલાં છે તેમાં ઝાડ ઉપર બેઠેલા યક્ષનું ચિત્ર પણ એવુંજ છે. જૈનો તેને **कपडी जख** કહે છે. યક્ષનુંજ "જખ" અપભ્રંશ થયેલું છે એમ ભિન્નમાળમાંના તળાવનું " જખનું તળાવ " એ નામ અને તેને કાંઠે બેસારેલી મૂર્તિ ઉપરથી સિદ્ધ થાય છે. જૈનમંદિરોમાં તેને પ્રતીહાર તરીકે બેસારે છે. ગિરિનારમાં પણ વસ્તુપાળ તેજપાળે કપર્દિયક્ષનું મંદિર પોતે કરાવેલાં હારદોર ૩ મંદિરની પછવાડે કરાવ્યા બાબતનો રાજુલવેજુલની ગુફા નીચેના પહાડમાં મોટા અક્ષરનો સંસ્કૃત લેખ છે. ( જુઓ પ્રસ્તાવના. )

જેમાં ઉનાળે પણ પાણી થાય, ઊનાં ન જ્યાં સંતત વાયુ વાય[1]. ૩૬
મંત્રીશ ત્યાં બે ત્રણ દી રહીને, દ્રવ્યો દઈ પુણ્ય-યશો ગ્રહીને;
આજ્ઞા લઈ આદિપ્રભુની ક્રમે, ચાલ્યા જવા રૈવત સર્વ પ્રેમે. ૩૭
[2]તે ઉજ્જયંતાપર નામ શૈલે, આજ્ઞા બધો સંઘજ જેની પાળે;
[3]એ સીંચતો વિશ્વ સુધાથી જાણે, આવ્યો નવો મેઘ શું તેહ ટાણે. ૩૮
ખરીથી અશ્વોતણી આશમાને, ઊડી ન્હડેલા રજ-પૂંજ બ્હાને;
[4]તે શૈલ પ્રેમિ-પ્રિય-મંત્રિ-વાંસે, શું આવતો હોયજ એમ ભાસે. ૩૯
કોયે થયા ત્યાંહ નરો નરોગી, ન કયાંઇયે વાહન-દુઃખ-ભોગી;
ત્યાં કોઈને સુકૃતને અભાવ, થઈ ન વસ્તુતણી હાનિ સાવ. ૪૦
યાત્રાળુનો સાથ સુખેથી વાટે, ઊંડી નદીયો પણ ઊતર્યો તે;
સંસાર નામે અતિ સિંધુ મત્ત, પોતે થયો તે તરવા પ્રવૃત્ત. ૪૧
ન દુર્નિમિત્તો બનિયાં જરાયે, પદે પદે નીર-તૃણો ઘણાંયે.
તે જીવ-હિંસા-વણ તેથી દુર્ગ[5], છતાં થયો છે અનુકૂળ માર્ગ. ૪૨
સેવા કરે તીર્થ સમગ્ર જેની, રૂંધે ગુફા સિદ્ધ અનેક જેની;
અનંત રત્નો ઉભરાય જેમાં, ઝાઝાં જીવે જીવ જ્યહાં મજેમાં. ૪૩
ઊંચાં દ્યુ-લોકે ભટકાય શૃંગ, વિસ્તારી પાદો પરશે દિશાંગ;
તળેથકી ભૂતળને અડે તે, કાંતિથી અંતઃકરણો હરે તે. ૪૪
ક્વચિત્ નદી કાંચન-કાંતિ-યુક્ત, ક્વચિત્ નદો જ્યાં નૃપહંસ[6] મત્ત;
ક્વચિત્ [7]દ્રુલીલા ફૂળફૂપળાનાં[8], ક્વચિત્ ધરે ધાતુ પ્રકાર નાના. ૪૫

---

૧. મૂળમાં **रीणागध्वजावित्तानि** છે તેનો અર્થ પર્વતમાંનાં મંદિરોના ચલુ ચાલતા ધ્વજે રક્ષા કરેલાં એવો થાય પણ તેમાં **ग** લઘુ જોયે તેનો ગુરૂ છે. કા૦ એ **रीणाशुगवीजितानि** પાઠ કલ્પ્યો છે પણ તેમાં **विजितानि**ને માટે એકલા વાયુ કરતાં **रीणध्वज वीजितानि** એમ પાઠ કલ્પવો ઠીક લાગે છે. તો પછી ભાષાંતરમાં પણ "ચલુધ્વજ વાયુ વાય" એમ પાઠ રાખવો. ૨-૩. મંત્રી. ૪. શત્રુંજય. ૫. વિષમ માર્ગ છતાં. ૬. રાજહંસ. ૭. ઝાડ. ૮. તે વાળાં.

ઍહલ નિસ્તોય[1] પયોદ મ્હાને, મંત્રીશ્વરે તે સિતવસ્ત્રનાને;
સમાધિથી શું સ્થિર અંગ એવો, જોયો ગિરિને મુનિ-વર્ય જેવો. ૪૬
પ્રફુલ્લ-વલ્લી-કુસુમો-વિશે જે, સૂતા અલિ[2]-નેત્ર સમાન છે તે;
એ લોચને શું વન-દેવી જ્યાંનાં[3], તે[4] આવતાને નિરખે મજાનાં. ૪૭
શોભે તળાવો ભર પંકજોથી, વનો હલંતા નવ-પલ્લવોથી;
તે દે ઉનાળાથકી તાપિતોને, આનંદ ગંધર્વ-વધૂ-જનોને. ૪૮
રહ્યો ચ જે અદ્રિ સમુદ્ર પાશે, વીંટ્યો કટી-મેખલ મેઘરાશે;
તેથીજ તેને અહિનેત્રવાન[5], મંથાદ્રિ કેરા ગુરૂભાઈ માનું. ૪૯
ગુફા-ગૃહોમાં મણિ-દીપ છે જ્યાં, થાકી રતાંતે સુર-નારીઓ રે' ત્યાં;
ફેલાવી પદ્મો તણી રેણુ ત્યાંના, તેને કરે વાયુ સુખી નિશાના. ૫૦
ખ[6] ચાટતા અદ્રિ-શિરે ત્યહાંને, ઍહલ ધોળા ઘન-વૃંદ મ્હાને;
પ્રચાર ભાળી કલિ-દુષ્ટનો ને, જ્યાં કોટમાં ધર્મ નિરાંતથી રે'. ૫૧
સૂંઢથી ઉછાળી કરીયે[7] ઉછાળ્યા, મોતીની શોભા ધરવાજ-વાળા;
વિભૂષણો દિક્-મુખનાંજ જે છે, જ્યાં નિત્ય પાણી-કણ ઊછળે છે. ૫૨
જ્યાં રાત્રિમાં છત્ર-સમાન પાશે,-તણાં તરૂમાં ભગણો પ્રકાશે.
શંકા પમાડે, દ્રુમ-પુષ્પકેરી, સિદ્ધોની મુગ્ધા-વધૂને ઘણેરી. ૫૩
[8]ગિરિ-શિરે ઍહલ પાન-ટોળે, ગાયેલ-ગીતે મૃગ રૂંધ્યું ખોળે;

---

૧. પાણી વગરના મેઘ ધોળા હોય. ૨. ભમરો. ૩. જે પર્વતમાંનાં. ૪. તે મંત્રી આવે છે તેને. ૫. સર્પ=વાસુકિના નેત્રાવાળો મંદરાચળ. ૬. આકાશ. તેને ચાટતું (આ એક કવિની ધાટી છે) એવું ગિરિનું મથાળું તેમાં. ૭. હાથીયે સૂંઢવડે ઊછાળેલા પાણીના કણ. તે મોતી જેવા દેખાય છે. ૮. આ આખા શ્લોકનો મૂળાનુસાર એવો ભાવ છે કે, રાત્રે પર્વતને મથાળે ઍહલું પાન કરનાર ટોળું તેણે ગાયેલા ગીતવડે (ઉત્સુક બની જવાથી) ખોળામાં (જેનું) મૃગ પકડાઈ ગયું તેથી ચંદ્ર પણ રૂંધાઈ રહ્યો તેથી હવે તેઓ સ્ત્રીયોના હાથમાં આવવા યોગ્ય થઈ ગયો. જેમ એક ગાય પકડાતી ન હોય તેનું વાછડું પકડીને જ્યારે ચાલવા માંડિયે ત્યારે તે ગાય પોતાની મેળે ચાલી આવે. લોકોમાં પણ કહેવત છે કે ફલાણો તો હવે મ્હારા હાથમાં આવી ગયો છે.

રાતે સ્ત્રીયોને ક્રૂર ચંદ્ર તેથી, આવી ગયા યોગ્ય થયો મજેથી. ૫૪
આ શૈલમાં પુષ્ટ થયેલ પ્રાણી,–વાળે વને સિદ્ધ વધૂય શાણી;
પાકા મુખોના ફળની સમાણા, બોલ્યાથી છે પોપટ એમ જાણ્યા. ૫૫
એવું નથી જ્યાં વન કે ન જેમાં, નાચે શિખી કોયલ ગીત લ્હેમાં;
કંપે રહ્યાં જે નિજ–શીતતાયે, એવાં સરો છે અહિ–શૈલ મ્હાયે. ૫૬
જે શૈલમાં ફુલ્લ–સરોજ–રાશે, ભર્યાં સરો છે બહુ સર્વ–પાસે;
ધ્વનિ નવા–મેઘનો સૂણતાંયે, હંસો મને માનસને ન ચ્હાયે. ૫૭
દિનાધિનાથે તમ કાઢ્યું આગે, [1]અસ્તસ્થ–તારેશથી બ્હીતું લાગે;
જેની ગુફામાં રહી આશરો લે, આશ્રો મહાત્માજ ગરીબને દે. ૫૮
મનો હરંતાં ફળ પુષ્પ ધારે, જ્યાંનાં દ્રુમો નિત્ય ભલે પ્રકારે;
મ્હોટાની સેવા અતિ ભક્ત જે છે, તેને અવશ્યે સુસમૃદ્ધિ દે છે. ૫૯
શ્રી નેમિનાથાખ્ય–જીનેશ્વરે જે, પવિત્ર કીધો ગિરિ ઇંદ્ર છે જે;
પામ્યા સહસ્રાધિક હિંસ્ર[2] શુદ્ધિ, સ્વાભાવિકાયે તજી વૈર–બુદ્ધિ. ૬૦
તે[3] ગોત્રમાં[4] મુખ્ય ધરે ક્ષમાને[5], સદ્‌વંશવાળો[6] ધરી ઉચ્ચતાને;
શ્રી વસ્તુપાલે કમલાઢ્ય[7] કુલ્ય, ચઢ્યા ગિરીંદ્રે લહિ આત્મતુલ્ય. ૬૧
થાકેલ છોડ્યા વૃષ ધોંશરેથી, ચઢ્યા જનો ઉચ્ચ ગિરીંદ્ર તેથી;
ગાડી રહી હેઠલ તે જનોની, છે સદ્‌ગતિ[8] ન્હે વૃષ[9] વર્જીતોની. ૬૨
ન માત્ર તે શૈલ–શિરે ચ્હડ્યાજ, સમાનમાનીય[10] તળે ધર્યાજ;
તે શુદ્ધ–બુદ્ધે કરવા અધોજ, સંસારને[11] આદર[12] છે કીધોજ. ૬૩

૧. અસ્તાચળ ઉપર આવેલા ચંદ્રથી. ૨. હિંસક પ્રાણીઓ. ૩. ગિરિનાર. ૪. પર્વતમાં અને કુળમાં. ૫. પૃથ્વી અને શાંતિને. ૬. વાંસ અને વંશ. ૭. પાણી અથવા કમળ. (**क्षीरंपुष्करमेघपुष्पकमलान्यापः पयःपाथसी** (હેમ) તેથી યુક્ત છે ખાઈઓ જેની તથા લક્ષ્મી=સમૃદ્ધિ તેણે યુક્ત અને સારા કુળવાળો. ૮. સારી ગતિ=ચાલ્ય અને સારૂં ફળ. ૯. બળદ અને ધર્મ. ૧૦. સરખા પ્રમાણવાળા=બરોબરીયાને. જ્યારે કોઈ સરખા માપવાળા બે જણ ઊંચે ચ્હડતા હોય ત્યારે બીજો પ્હેલાથી હેઠોજ રહે. ૧૧. **सं**=સરખા. **सार**=બળવાળો. ૧૨. આરંભ.

અમાનુષી તેજવડે દિશાને, પ્રકાશતા નેમિ-સુનામના જે;
જીનેંદ્રને તેજ જનેંદ્ર મંત્રી, અતુલ્યને જોઈ રહ્યા જ અત્ર. ૬૪
પાત્રે-પ્રદાતા સચિવે ન્હવારી[1], તીર્થોદકે તે કરતીર્થ ધારી[2];
કૃષ્ણાગરૂ ચંદનનો સુલેપ, કરી પખાળ્યો નિજ-પાપ-લેપ. ૬૫
પુષ્પો ઘણાં ને વસનો ન ઓછાં, પવિત્ર પત્રો અશનો ન છોછાં;
સ્ત્રી-નૃત્યને ચિત્ત-હરાં સુગાનો, પૂજા કરી એમ દઈ સુદાનો. ૬૬

ને દેવના પૂજન-વખ્ત ઝાઝું, કર્પૂર ફેલી રહ્યું સર્વ બાજુ;
તેણે કર્યો એક ગિરિ સુગંધી, આણે યશે કીધ દિશાજ સંધી. ૬૭
શ્રી નેમિના મંદિર રૂપ રૂમે[3], કર્પૂર-કૃષ્ણાગરૂ ધૂપ-ધૂમે;
ભાગી જતો એ કળિ-કાળ ત્યાર, થતો હવો ત્યાં મશકાનુસાર.[4] ૬૮

ધર્મો કર્યે વીસર્યું રાજ-કાજ, રહ્યા ઘણા તે દિવસો ત્યહાંજ;
અસક્ત[5] છતાં મન[6] ઇષ્ટ અર્થે, આસક્ત તે કાળ જતો ન વર્તે. ૬૯
[7]તે તૂર્ત-બુદ્ધિ શશિ-કીર્તિવંતા,-મંત્રીશ ચંદ્ર [8]પ્રભને નમંતા;

---

૧. ન્હવરાવી. ૨. કરતીર્થધારી=જેના હાથમાં તીર્થ છે એવા અથવા કર અને તીર્થ ( એ શબ્દ ) ને ધારણ કરનાર=તીર્થંકર તેને. ૩. ખંડ. ગુજરાતી ભાષામાં ચાલતી અન્ય ભાષાના શબ્દો મિશ્ર થતા જાય છે એ દેખાડવા આ રૂમ શબ્દ પ્રાસમાં પેસી ગયો તેથી રહેવા દીધો છે. ૪. મચ્છર પણ ધૂવાડાથી ભાગી જાય છે. ૫. કાથવટે કહે છે કે આંહી " વિષયોમાં" કે એવું બીજું કાંઈ અધિકરણાર્થ પદ અધ્યાહૃત કરવું ઠીક છે, તે ઠીક લાગે છે. ૬. વર્તેનો કર્તા. ૭. તે પ્રત્યુત્પન્ન મતિ અને ચંદ્ર સરખી કીર્તિવાળા મંત્રીશ, પ્રભાસ આવ્યા અને ત્યાં ચંદ્રપ્રભને નમ્યા. તે વખ્તે વખાણ કરતાં જેની ડોક ડોલે છે (માથું ધુણાવે છે) એવા સૌરાષ્ટ્રના લોકોએ તેને જોયા ૮. પ્રભાસમાં તે વખતે તે નામના તીર્થંકરનું દેવળ હશે. કા૦ માં **चंद्रप्रभु** લખ્યું છે તે ખોટું છે; કેમકે જૈનોના ૮ મા તીર્થંકરનું **चंद्रप्रभ** (**चंद्रस्यप्रभाइव प्रभायस्य** (શ. ચિં.) એવું નામ છે, અને તેનું પાટણમાં હાલ પણ દેવળ છે તે ચંદ્રપ્રભજ કહેવાય છે. વલભીથી પાટણમાં વલભીભંગ વખતે આવ્યા છે.

પ્રભાસમાં સોરઠી–લોક–ટોળે, ભાળ્યા વખાણ્યા તવ ડોક ડોલે. ૭૦

[1]આ તીર્થમાં ભક્તિથી નામી માથ, પ્રસિદ્ધ પૂજ્યા ભવ સોમનાથ;
સપત્ર–પુષ્પાંજળિયેંજ સ્વાર્થ, જળાંજળિ દીધી [2]પુનર્ભવાર્થ. ૭૧

[3]શિવે વપૂ જે સ્મર–બાળનારૂં, સકેશ લંકેશની કંધરાળું.
દુર્ગંધિ એ સ્વાંગ સુગંધિ કીધું, જે મંત્રિયેં કર્પૂર ધૂપ દીધું[4]. ૭૨

ખરા કર્યા છે ગુરૂ–બોધ જેણે, તે દેશ–[5]વાસી મનુ જનોની[6] તેણે;
સુવાસિનીના વદનાબ્જ મધ્ય, ધરી દીધી સ્વસ્તુતિ હંસી સદ્ય. ૭૩

એણે સ્વને[7] નમી જીનેશ પદારવિંદ, કીધો કૃતાર્થ વળી[8] દાનથી અર્થિ–વૃંદ;
મંત્રી નિમંત્રિત જનોની સહ પ્રકર્ષે, જાવા રજા પ્રભુની લે નિજ ઘેર હર્ષે. ૭૪

આ નાથનો ક્ષણ વિયોગ પિતાની જેમ,
છૌં હું અશક્ત ખમવા મન ધારી એમ;
તેથી પવિત્ર નિજ–ચિત્ત–વિશેજ ઘાલ્યા,
મંત્રીશ્વરે જીનપ્રભુ, પછી ત્યાંથી ચાલ્યા. ૭૫

પાછા પછીજ વળતા નૃપ–મંત્રિરાજ,
તેને સહર્ષ પ્રતિ–માર્ગ વધૂ–સમાજ;
અદષ્ટ[9]–વત્ શતશ જોયલનેંય જોયે,
નેત્રોની તૃપ્તિ પ્રિય–દર્શનમાં ન હોયે. ૭૬

---

૧. પ્રભાસ. ૨. ભવને પૂજી ભવનેજ જળાંજળિ દીધી એ વિરોધાભાસ છે. જળાંજળિ=તિલાંજળિ. મરણ વખતે નાહી નાંખીને દેવાય છે તે. અર્થાત્ પૂજાનું ફળ પુનર્જન્માભાવ=મોક્ષ પામવાનું મળ્યું. ૩. કામદેવને બાળ્યો તેના ધૂવાડાથી અને રાવણે વખતો વખત કમળપૂજા કીધી તેના વાળ અને લોહી વગેરેના લેપથી થયેલા પોતાના દુર્ગંધિ શરીરને શિવે, મંત્રિયે ધરેલા કપૂરના ધૂપની સુગંધથી સુગંધી કર્યું એમ યોજના છે. ૪. ધર્યું. ૫. સૌરાષ્ટ્ર. ૬. સુવાસિની સાથે સંબંધ છે. ૭. પોતાને, કીધાની સાથે અન્વય છે. ૮. કૃતાર્થ કીધો. ૯. સેંકડો વાર જોયા છે તોપણ ન દીઠા હોય એમ.

આવીને સ્વ-પુરેં પુરંદર[1]-સમા સ્વ-સ્વામિના પાદમાં,
હેમ ક્ષેમ પધારીં આશ્રય નિજેં વ્યાપારિ સ્વામી નમ્યા;
સત્કારી જન[2] સંઘનાં કૃતિ[3]-વિદે પ્રેર્યાં સ્વદેશો પ્રતિ,
આરંભેલી ક્રિયાની સિદ્ધિ કૃતિની થાયેજ વિઘ્નો મટી. ૭૭
દૂર્વા પુષ્પ ફલાક્ષતો થકી ભર્યાં પાત્રો ધરીને કરે,
જેને મંગળ[4] પ્રેમી-લોકની પ્રિયા હર્ષે ભર્યાં આચરે;
બંદી-પ્રોક્ત યશો ઘણા[5] સ્વ સુણતાં શ્રી વસ્તુપાલાવ્હય,
દાને મુક્ત-કરાબ્જ કર્ણની પઠયેં ઝાઝા દીં પામો જય. ૭૮
શ્રીમત્સંવત ઓગણીશ શતને બાસઠ્ઠે તે ઊપરેં,
માસેં ફાલ્ગુનની અમાંસ તિથિયેં વારેં શનેઊ પરેં;
કીર્તિ-કૌમુદી ગુર્જરેશ્વર-ગુરૂ સોમેશ્વરેં જે કર્યું,
કાવ્ય આ ગુજરાતીમાં કર્યું સમ-શ્લોકી સુપદ્યેં ભર્યું. ૭૯
સુજ્ઞ શ્રીહરિદત્ત વૃદ્ધનગરી શ્રીનાગર-બ્રાહ્મણ,
તેનો વલ્લભજી સુત પ્રથમ જે આચાર્ય નામેં પણ;
વર્નાક્યુલર ગૂજરાતી શુભ જે સોસાઈટી તે તણી,
આજ્ઞાથી કૃતિ પૂર્ણ ઈશ્વરની આ કીધી કૃપાથી ઘણી. ૮૦



ઇતિશ્રી ગુર્જરેશ્વર પુરોહિત શ્રી સોમેશ્વરદેવ વિરચિત કીર્તિકૌમુદી
નામના મહા કાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્ત કૃત
સમશ્લોકી ગુર્જર ભાષાંતરમાં યાત્રા સમાગમન
નામે નવમો સર્ગ સમાપ્ત.
તદંતે શ્રી કીર્તિકૌમુદી કાવ્ય સમાપ્ત.



૧. ઈન્દ્ર. ૨. સંઘના જનનો સત્કાર કરીને. ૩. કાર્યકુશળ તેણે. ૪. આચરેતું કર્મ છે. ૫. આંહી બધી મૂળ પ્રતમાં ૩ અક્ષર ગયા છે તે કા૦ એ **રફीतानि** કલ્પ્યું છે. મ્હારી પાસેની પ્રતમાં એ ૩ અક્ષર ગયા છે ત્યાં **मंत्रीस्वीय** એમ સુધાર્યું છે.

૨૭૨૭૨

# આ કાવ્યમાં આવેલા છંદ વિષે ખુલાસો.

## અનુષ્ટુપ્ છંદ.

આ આખા કાવ્યમાં આ છંદના ૪૧૯ અને તેમાં ભાષાંતરના મંગળાચરણના ૨ શ્લોક મળી કુલ ૪૨૧ શ્લોક છે. તે–૧ લા સર્ગમાં–શ્લોક ૧ થી ૭૯ સુધી, ૨ જામાં ૧ થી ૮૧ સુધી, ૩ જામાં ૧ થી ૫૦ સુધી, ૪ થામાં ૧ થી ૪૧ સુધી, ૫ મામાં ૧ થી ૬૨ સુધી, ૭ મામાં ૧ થી ૫૩ સુધી, અને ૮ મામાં ૧ થી ૫૬ સુધી.

અનુષ્ટુપ્ છંદ આઠ અક્ષરના ચાર પાદવાળો છે, અને ૮ અક્ષરના ૨૫૬ ભેદ થાય છે. પણ તે બધા વપરાતા નથી. જે વપરાય છે તેમાંના કેટલાકનાં વક્રા, પથ્યા વક્રા, વિપરીત પથ્યા, ચપળા, યુગ્મવિપુલા, ભાવિપુલા, રવિપુલા, અને તવિપુલા ઇત્યાદિ નામો છે. તે જુદા જુદા સ્થળે ગુરૂ લઘુના નિવેશને લીધે જુદાં જુદાં નામ રાખ્યાં છે; પણ તે બધું કડાકુટીયું કામ છે તેથી અનુષ્ટપ્ છંદનું જગજાહેર જે શ્લોક નામ સામાન્ય છે તેના લક્ષણથી ચલાવી લેવાશે. તે લક્ષણ કાળીદાસે આ પ્રમાણે લખ્યું છે:—

**श्लोके षष्ठं गुरु ज्ञेयं, सर्वत्र लघु पंचमं. ॥**
**द्विचतुःपादयोर्ह्रस्वं, सप्तमं दीर्घ मन्ययोः ॥**

અથવા

**पंचमं लघु सर्वत्र, सप्तमं द्विचतुर्थयोः ॥**
**गुरु षष्ठं च पादानां, शेषेष्वानियमोमतः ॥**

ભાવાર્થ કે—શ્લોકમાં ચારે પાદમાં છઠ્ઠો અક્ષર ગુરૂ અને પાંચમો અક્ષર લઘુ જોયેં. તેમ સાતમો અક્ષર બીજા અને ૪ થા પાદમાં લઘુ અને પ્હેલા તથા ૩ જા પાદમાં ગુરૂ જોયે. બાકીના અક્ષરોમાં નિયમની જરૂર નથી. જો કે આમાં નિયમની જરૂર નથી એમ કહ્યું છે તોપણ તેમાં બીજો, ત્રીજો અને ચોથો એ ત્રણ અક્ષરમાં **ન** ગણ (।।। ત્રણ લઘુ) કે **સ**ગણ (।।S) ન આવવો જોયે. ઇત્યાદિ વિશેષ નિયમો છે ખરા. ઉપર ગણાવેલાં નામવાળાંમાંના

છેલા ત્રણ ભેદવાળામાં બધા પાદમાં પાંચમો ગુરૂ અને છેલા ભેદમાં બધામાં સાતમો લઘુ આવે છે. પણ એવા કર્ણ–કટુ છંદો ઘણે ભાગે વપરાશમાં આવતા નથી, પણ ૪ થો અક્ષર ગુરૂ હોય તો પાંચમો પણ ગુરૂ આવે અને ત્યાં છટ્ઠો લઘુ આવે ઈત્યાદિ ભેદો ધોક ચાલે છે તેથી મુખ્ય અને સામાન્ય લક્ષણ ઉપરના શ્લોકવાળું ગણાય છે.

## ઇંદ્રવજ્રા છંદ.

આ છંદના આ કાવ્યમાં કુલ ૪૧ શ્લોક છે જેમાં–પ્હેલા સર્ગમાં ૭૭ મો ૧; બીજામાં ૯૦, ૯૧, ૧૦૦, ૧૦૧, અને ૧૦૨, એમ ૫; છટ્ઠામાં– ૭, ૧૯, ૨૧, ૨૨, ૨૫, ૨૬, ૩૦, ૩૨, ૩૬, ૩૭, ૩૯, ૪૦, ૪૧, ૪૭, ૪૯, ૫૨, અને ૫૩ મો એમ ૧૭; સાતમામાં–૫૭, ૫૮ એમ ૨; અને નવમામાં ૭, ૧૩, ૧૪, ૧૭, ૧૮, ૨૧, ૨૭, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૮, ૪૧, ૫૫, ૫૬ અને ૬૭ એમ ૧૬ મળીને છે. તેનું લક્ષણ આ પ્રમાણે છેઃ—

**स्यादिंद्रवज्रा यदि तौ जगौ गः** અર્થ સ્પષ્ટ છે.

S S I,S S I,I S I,S S

**त त ज ग ग**

## ઉપજાતિ છંદ.

આ છંદના કુલ ૧૨૯ શ્લોક છે. અને તે પ્હેલામાં ૭૮ મો ૧; બીજામાં ૮૨ થી ૮૯ સુધીના ૮; ૯૨ થી ૯૯ સુધીના ૮; અને ૧૦૩ મો એમ ૧૭; છટ્ઠામાં ૧ થી ૬ સુધીના ૬; ૮ થી ૧૧ સુધીના ૪; ૧૩ થી ૧૮ સુધીના ૬; ૨૦, ૨૩, ૨૪, ૨૭, ૨૮, ૨૯, ૩૧, ૩૩, ૩૪, ૩૫ અને ૩૮ સુધીના ૧૧; ૪૨ થી ૪૬ સુધીના ૫; અને ૪૮, ૫૦, ૫૧, ૫૪ અને ૫૫ એમ ૫; એમ કુલ ૩૭; સાતમામાં–૫૪, ૫૫, ૫૬ અને ૫૯ થી ૭૨ સુધી એમ ૧૭, અને ૭૫ તથા ૭૭ મો એમ ૧૯; અને ૯ મામાં ૧ થી ૬ સુધી ૬; ૮ થી ૧૨ સુધી ૫; ૧૫, ૧૬, ૧૯, ૨૦, એમ ૪; ૨૨ થી ૨૬ સુધીના ૫; ૨૮, ૨૯, ૩૪ થી ૩૭ સુધી એમ ૬; ૩૯, ૪૦, ૪૨, ૪૩, ૪૪ એમ ૫; ૪૬ થી ૫૪ સુધીના ૯; ૫૭ થી ૬૩ સુધીના ૭; ૬૫, ૬૬, અને ૬૮ થી ૭૩ સુધીના એમ ૮; કુલ ૫૫; એમ કુલ એકંદર ૧૨૯ છે. તેનું લક્ષણઃ—

# આ કાવ્યમાં આવેલા છંદ વિષે ખુલાસો.

## અનુષ્ટુપ્ છંદ.

આ આખા કાવ્યમાં આ છંદના ૪૧૯ અને તેમાં ભાષાંતરના મંગળાચરણના ૨ શ્લોક મળી કુલ ૪૨૧ શ્લોક છે. તે–૧ લા સર્ગમાં–શ્લોક ૧ થી ૭૬ સુધી, ૨ જામાં ૧ થી ૮૧ સુધી, ૩ જામાં ૧ થી ૫૦ સુધી, ૪ થામાં ૧ થી ૪૧ સુધી, ૫ મામાં ૧ થી ૬૨ સુધી, ૭ મામાં ૧ થી ૫૯ સુધી, અને ૮ મામાં ૧ થી ૫૬ સુધી.

અનુષ્ટુપ્ છંદ આઠ અક્ષરના ચાર પાદવાળો છે, અને ૮ અક્ષરના ૨૫૬ ભેદ થાય છે. પણ તે બધા વપરાતા નથી. જે વપરાય છે તેમાંના કેટલાકનાં વક્રા, પથ્યા વક્રા, વિપરીત પથ્યા, ચપળા, યુગ્મવિપુલા, ભાવિપુલા, રવિપુલા, અને તવિપુલા ઇત્યાદિ નામો છે. તે જુદા જુદા સ્થળે ગુરૂ લઘુના નિવેશને લીધે જુદાં જુદાં નામ રાખ્યાં છે; પણ તે બધું કડાકુટીયું કામ છે તેથી અનુષ્ટપ્ છંદનું જગજાહેર જે શ્લોક નામ સામાન્ય છે તેના લક્ષણથી ચલાવી લેવાશે. તે લક્ષણ કાળીદાસે આ પ્રમાણે લખ્યું છે:—

श्लोके षष्ठं गुरु ज्ञेयं, सर्वत्र लघु पंचमं. ॥
द्विचतुःपादयोर्ह्रस्वं, सप्तमं दीर्घ मन्ययोः ॥

અથવા

पंचमं लघु सर्वत्र, सप्तमं द्विचतुर्थयोः ॥
गुरु षष्ठं च पादानां, शेषेष्वनियमोमतः ॥

ભાવાર્થ કે—શ્લોકમાં ચારે પાદમાં છઠ્ઠો અક્ષર ગુરૂ અને પાંચમો અક્ષર લઘુ જોયેં. તેમ સાતમો અક્ષર બીજા અને ૪ થા પાદમાં લઘુ અને પેહલા તથા ૩ જા પાદમાં ગુરૂ જોયે. બાકીના અક્ષરોમાં નિયમની જરૂર નથી. જો કે આમાં નિયમની જરૂર નથી એમ કહ્યું છે તોપણ તેમાં બીજો, ત્રીજો અને ચોથો એ ત્રણ અક્ષરમાં **न** ગણ (।।। ત્રણ લઘુ) કે **स**ગણ (।।ऽ) ન આવવો જોયે. ઇત્યાદિ વિશેષ નિયમો છે ખરા. ઉપર ગણાવેલાં નામવાળાઓમાંના

છેલા ત્રણ ભેદવાળામાં બધા પાદમાં પાંચમો ગુરૂ અને છેલા ભેદમાં બધામાં સાતમો લઘુ આવે છે. પણ એવા કર્ણ-કટુ છંદો ઘણે ભાગે વપરાશમાં આવતા નથી, પણ ૪ થો અક્ષર ગુરૂ હોય તો પાંચમો પણ ગુરૂ આવે અને ત્યાં છઠ્ઠો લઘુ આવે ઇત્યાદિ ભેદો ઘોક ચાલે છે તેથી મુખ્ય અને સામાન્ય લક્ષણ ઉપરના શ્લોકવાળું ગણાય છે.

## ઇંદ્રવજ્રા છંદ.

આ છંદના આ કાવ્યમાં કુલ ૪૧ શ્લોક છે જેમાં-પ્હેલા સર્ગમાં ૭૭ મો ૧; બીજામાં ૯૦, ૯૧, ૧૦૦, ૧૦૧, અને ૧૦૨, એમ ૫; છઠ્ઠામાં- ૭, ૧૯, ૨૧, ૨૨, ૨૫, ૨૬, ૩૦, ૩૨, ૩૬, ૩૭, ૩૯, ૪૦, ૪૧, ૪૭, ૪૯, ૫૨, અને ૫૩ મો એમ ૧૭; સાતમામાં-૫૭, ૫૮ એમ ૨; અને નવમામાં ૭, ૧૩, ૧૪, ૧૭, ૧૮, ૨૧, ૨૭, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૮, ૪૧, ૫૫, ૫૬ અને ૬૭ એમ ૧૬ મળીને છે. તેનું લક્ષણ આ પ્રમાણે છે:—

**स्यादिंद्रवज्रा यदि तौ जगौ गः** અર્થ સ્પષ્ટ છે.

ऽ ऽ ।,ऽऽ ।,।ऽ ।,ऽ ऽ

**त त ज ग ग**

## ઉપજાતિ છંદ.

આ છંદના કુલ ૧૨૯ શ્લોક છે. અને તે પ્હેલામાં ૭૮ મો ૧; બીજામાં ૮૨ થી ૮૯ સુધીના ૮; ૯૨ થી ૯૯ સુધીના ૮; અને ૧૦૩ મો એમ ૧૭; છઠ્ઠામાં ૧ થી ૬ સુધીના ૬; ૮ થી ૧૧ સુધીના ૪; ૧૩ થી ૧૮ સુધીના ૬; ૨૦, ૨૩, ૨૪, ૨૭, ૨૮, ૨૯, ૩૧, ૩૩, ૩૪, ૩૫ અને ૩૮ સુધીના ૧૧; ૪૨ થી ૪૬ સુધીના ૫; અને ૪૮, ૫૦, ૫૧, ૫૪ અને ૫૫ એમ ૫; એમ કુલ ૩૭; સાતમામાં-૫૪, ૫૫, ૫૬ અને ૫૯ થી ૭૨ સુધી એમ ૧૭, અને ૭૫ તથા ૭૭ મો એમ ૧૯; અને ૯ મામાં ૧ થી ૬ સુધી ૬; ૮ થી ૧૨ સુધી ૫; ૧૫, ૧૬, ૧૯, ૨૦, એમ ૪; ૨૨ થી ૨૬ સુધીના ૫; ૨૮, ૨૯, ૩૪ થી ૩૭ સુધી એમ ૬; ૩૯, ૪૦, ૪૨, ૪૩, ૪૪ એમ ૫; ૪૬ થી ૫૪ સુધીના ૯; ૫૭ થી ૬૩ સુધીના ૭; ૬૫, ૬૬, અને ૬૮ થી ૭૩ સુધીના એમ ૮; કુલ ૫૫; એમ કુલ એકંદર ૧૨૯ છે. તેનું લક્ષણઃ—

**अनंतरोदीरितलक्ष्मभाजौ, पादौ यदीयावुपजातयस्ताः**

। ऽ । ऽ ऽ । । ऽ । ऽ ऽ

એટલે ઇંદ્રવજ્રા અને ઉપેંદ્રવજ્રા ( લક્ષણ આગળ આવશે ) ના બબે ( અથવા ૧, ૩ અથવા ૩, ૧ ) પાદ સેળભેળ આવે તે ઉપજાતિ કેહેવાય.

## પુષ્પિતાગ્રા.

આ છંદના આમાં કુલ ૧૮ શ્લોક છે. તે–પ્હેલામાં ૭૯ મો ૧; ત્રીજામાં પણ ૭૯ મો ૧; ચોથામાં ૯૧ મો ૧; સાતમામાં ૭૬, ૮૦, ૮૧ એમ ૩; આઠમામાં ૫૭ થી ૬૮ સુધીના ૧૨ મળીને. તેનું લક્ષણઃ—

**अयुजि नयुगरेफतो यकारो, युजि च नजौ जरगाश्च पुष्पिताग्रा ॥**

। । ।, । । ।, ऽ । ऽ, । ऽ ऽ, । । ।, । ऽ ।, । ऽ ।, ऽ । ऽ, ऽ

न न र य न ज ज र ग

એટલે એકી ( ૧–૩ ) પાદમાં **ન**ગણ, બે **જ**ગણ, **ર**ગણ, અને ૧ ગુરૂ આવે, અને બેકી ( ૨–૪ ) પાદમાં **ન**ગણ, ૨ **જ**ગણ, **ર**ગણ અને ૧ ગુરૂ આવે.

## માલિની છંદ.

આ છંદના માત્ર ૨ શ્લોક, તે–પ્હેલામાં ૮૦ મો અને ૩ જામાં ૭૮ મો છે. તેનું લક્ષણઃ—

**ननमयययुतेयं मालिनी भोगि लोकैः ॥**

। । ।, । । ।, ऽ ऽ ऽ, । ऽ ऽ, । ऽ ऽ,

न न म य य

એટલે માલિની છંદમાં ૨ **ન**ગણ, ૧ **મ**ગણ, અને ૨ **ય**ગણ, અને ૮ ે અને ૭ તે યતિ આવે.

## શાર્દૂલવિક્રીડિત.

આ કાવ્યમાં આ છંદના ૯ શ્લોક છે. તેમાં–પ્હેલામાં ૮૧ મો ૧ (છેલ્લો); ચોથામાં ૯૦ મો ૧; સાતમામાં પણ ૮૨, ૮૩ મા ૨ ( બે છેલ્લા ); આઠમામાં

૭૧ મો (તે પણ છેલો) અને નવમામાં ૭૭, ૭૮ મા (એ પણ છેલ્લા) એમ ૭ જ. અને ૭૯, ૮૦ મા એમ ૨ ભાષાંતરના, એ મળીને ૯ છે. તેનું લક્ષણ:—

**सूर्याश्वैर्यदि मः सजौ सततगाः शार्दूलविक्रीडितं ॥**

ऽ ऽ ऽ, । । ऽ, । ऽ ।, ।। ऽ, ऽ ऽ ।, ऽ ऽ ।, ऽ

**म स ज स त त ग**

એટલે ૧૨ અને ૭ તે યતિવાળા **મ**ગણ, **સ**ગણ, **જ**ગણ, **સ**ગણ, ૨ **ત**ગણ અને ૧ ગુરૂનો શાર્દૂલવિક્રીડિત છંદ થાય છે.

### વસંતતિલકા.

આ છંદના ૨૦ શ્લોક છે જેમાં બીજામાં ૧૦૪ થી ૧૧૪ સુધી ૧૧; ચોથામાં ૮૯ મો ૧; પાંચમામાં ૬૩ થી ૬૭ સુધીના ૫; અને ૯ મામાં ૭૪, ૭૫ અને ૭૬ એમ ૩ મળીને છે. તેનું લક્ષણ:—

**उक्ता वसंततिलका तभजा जगौ गः ॥** અર્થ સ્પષ્ટ છે.

ऽ ऽ ।, ऽ । ।, । ऽ ।, । ऽ ।, ऽ ऽ

**त भ ज ज ग ग**

### શાલિની.

આ છંદના માત્ર ૪ શ્લોક છે. તે બીજામાં ૧૧૫ મો (છેલો); ત્રીજા-માં ૭૪, ૭૫ મા ૨, અને ૮ મામાં ૬૯ મો છે. તેનું લક્ષણ:—

**मात्तौ गौ चेच्छालिनी वेदलोकैः ॥**

ऽ ऽ ऽ, ऽ ऽ।, ऽ ऽ ।, ऽ ऽ

**म त त ग ग**

એટલે ચારે અને સાતે યતિવાળા **મ**ગણ, ૨ **ત**ગણ, અને ૨ ગુરૂનો શાલિની છંદ છે.

### રથોદ્ધતા.

આ છંદના ૨૩ શ્લોક છે. તે–ત્રીજા સર્ગમાંજ ૫૧ થી ૭૩ સુધીના છે. તેનું લક્ષણ:—

**रान्नरा विह रथोद्धता लगौ ॥**

**ऽ । ऽ, । । ।, ऽ । ऽ, । ऽ**

**र न र ल ग**

અર્થ સ્પષ્ટ છે.

**વંશસ્થ.**

માત્ર ૧ શ્લોક અને તે ૩ જા સર્ગનો ૭૫ મો છે. તેનું લક્ષણઃ—

**जतौ तु वंशस्थ मुदीरितं जरौ ॥**

**। ऽ ।, ऽ ऽ ।, । ऽ ।, ऽ । ऽ**

**ज त ज र**

અર્થ સ્પષ્ટ છે.

**શિખરિણી.**

માત્ર ૧ જ શ્લોક અને તે ૩ જાનો ૭૭ મો છે. તેનું લક્ષણ—

**रसै रुद्रैश्छिन्ना यमनसभलागैः शिखरिणी ॥**

**। ऽ ऽ, ऽ ऽ ऽ, । । ।, । । ऽ, ऽ । ।, । ऽ**

**य म न स भ लग**

૬ અને ૧૧ રે યતિ. બાકી અર્થ સ્પષ્ટ છે.

**ઉપપૂર્વા.**

આ છંદના ૪૮ શ્લોક છે. તે—ચોથાના ૪૨ થી ૮૮ સુધી ૪૭; અને ૭ માનો ૭૩ મો ૧ છે. તેનું લક્ષણઃ—

**विषमे ससजा गगौ तथास्या दुपपूर्वाथ समे सभौ रयौ चेत् ॥**

**। । ऽ, । । ऽ, । ऽ ।, ऽ ऽ, । । ऽ, ऽ । ।, ऽ । ऽ, । ऽ ऽ,**

**स स ज ग ग, स भ र य**

એટલે એકી (૧—૩) પાદમાં ૨ **સ**ગણ, **જ**ગણ, અને ૨ ગુરૂ; અને બેકી (૨—૪) પાદમાં **સ**ગણ, **ભ**ગણ, **ર**ગણ અને **ય**ગણ આવે તો ઉપ-

પૂર્વા અથવા ઉપપૂર્વ છંદ કહેવાય.

## હરિણી.

આ છંદનો માત્ર ૧ શ્લોક અને તે ૫ માનો ૬૮ મો છે. તેનું લક્ષણ:—

**नसमरसलागः षड्वेदैर्हयैर्हरिणी मता ॥**

**।।।,।। ऽ, ऽ ऽ ऽ,ऽ।ऽ,। । ऽ, । ऽ**

**न स म र स लग**

૬, ૪ અને ૭ તે યતિવાળો હરિણીછંદ છે. બાકી અર્થ સ્પષ્ટ છે. આ છંદ ભણવામાં વિરસ લાગે છે અને જો ૮, ૪, અને ૫ એમ યતિ રાખીને ભણીયે તો કાંઈક ડોળમાં આવે છે.

## ઉપેંદ્રવજ્રા.

આ છંદનો પણ ૧ જ શ્લોક છે, અને તે સર્ગ છઠ્ઠાનો ૧૨ મો છે. તેનું લક્ષણ:—

**उपेंद्रवज्रा जतजास्ततोगौ ॥**

**।ऽ।,ऽऽ ।,। ऽ ।, ऽ ऽ**

**ज त ज ग ग**

અર્થ સ્પષ્ટ છે.

## પ્રહર્ષિણી.

આ છંદના ૫ શ્લોક છે, અને તે–છઠ્ઠાનો ૫૬ મો; સાતમાનો ૭૮ મો, આઠમાનો ૭૦ મો, અને નવમાના ૪૫ અને ૬૪ મા છે. તેનું લક્ષણ:—

**त्र्याशाभिर्मनजरगाः प्रहर्षणीयं ॥**

**ऽ ऽ ऽ, । । ।,। ऽ ।,ऽ। ऽ, ऽ**

**न म ज र ग**

એટલે ૩ અને ૧૦ સે યતિ. બાકી સ્પષ્ટ છે.

## દ્રુતવિલંબિત.

આ છંદના ૨ શ્લોક અને તે સાતમાના ૭૪ અને ૭૯ મા છે. તેનું લક્ષણ:—

द्रुतविलंबितमाह नभौ भरौ ॥

।।।, ऽ।।, ऽ।।, ऽ । ऽ

न भ भ र

અર્થ સ્પષ્ટ છે.



આ ભાષાંતર સમશ્લોકી છે તથાપિ ઉપેંદ્રવજ્રા, ઇંદ્રવજ્રા અને ઉપજાતિ એ સેળભેળ થયા છે; અને તે સરખા ઉચ્ચારવાળા હોવાથી એટલી છૂટ લીધી છે.

આ. ૫. હ.

# આ પુસ્તકમાં આવેલાં સ્થળ તથા માણસોનાં ઓળખાણ.

**અગસ્ત્ય**—સર્ગ ૨ શ્લોક-૨૭. એક પ્રખ્યાત ઋષિ. જેણે સમુદ્રને શોષ્યો હતો. મિત્રાવરૂણના વીર્યથી કુંભમાંથી ઉત્પન્ન થયેલો પુત્ર.

**અચ્છોદ**—૧-૭૮. હિમાલય ઉપર એ નામનું એક તળાવ છે.

**અજેપાળ**—૨-૫૨. અજયપાળ. કુમારપાળના ભાઈ મહીપાળનો દીકરો. અણહિલવાડ પાટણનો ૧ રાજા. તે વેદધર્મ ચુસ્ત હતો, અને જૈનોને મારતો.

**અણહિલ્લપુર.** ૧-૪૮. ચૌલુક્યવંશની રાજધાની. અણહીલીયા ભરવાડને નામે વનરાજે સંવત ૮૦૨ માં વસાવેલું અણહિલવાડ પાટણ. આજ જે ગાયકવાડના તાબામાં સિદ્ધપુર પાટણ કહેવાય છે તે.

**અભિનંદ**—૧-૨૬. ગૌડ દેશનો એક કવિ. રામચરિત્ર અને કાદંબરી-કથાસારનો કર્તા. (લગભગ ઈ. સ. ૮૩૦-૮૫૦. ઈંડીયન એન્ટીક્વેરી, એપ્રીલ ૧૮૭૩ પૃ. ૧૦૨)

**અભ્યુદયસિંહ**—૫-૫૭. વસ્તુપાળ અને શંખની લડાઈમાં મુવેલો એક યોદ્ધો.

**અમરાવતી.** ૧-૫૯. ઈંદ્રની નગરી.

**અર્ણોરાજ**—૨-૬૨. લવણપ્રસાદનો બાપ. તેને કુમારપાળે વ્યાઘ્રપલ્લી (વાઘેલી=વાઘેલ) ની જાગીર આપી હતી. ધોળકાનો વાઘેલાવંશનો રાણો. ધવલનો દીકરો. વિસ્તાર પ્રસ્તાવનામાં છે.

**અર્ણોરાજ**—૨-૨૭. બીજો નાગપુરનો રાજા. આનાક (આનાઝ—રાસમાળા પૃ. ૧૪૨) આનાક માટે તે નાગોર (અજમેર) નો રાજા અને તેને કુમારપાળે હરાવ્યો તેથી તેણે પોતાની દીકરી કુમારપાળને દીધાનું લખ્યું છે.

**અવધ**—૧-૬૦. અયોધ્યા. આજનું આંઉદ.

**આમગોર**—૨-૯૭. એ નામનો એક ગોર. કા૦ માં "કુમારપાળનો જૈન મંત્રી" એમ લખ્યું છે; પણ તે તો ઉદયન પ્રધાનનો દીકરો વાણીયો હતો.

અને આને **સૌવસ્તિક**=પુરોહિત=ગોર લખ્યો છે તેથી બ્રાહ્મણ હોવો જોયે. વળી પ્રધાનપુત્રનું નામ આમ્રભટ છે અને આનું નામ આમ છે.

**ઉજ્જયંત**—૯–૩૮. ગિરિનારનું બીજું નામ.

**કર્ણ**—૨–૧૯ વગેરે. અણહિલવાડ પાટણનો રાજા. ભીમદેવનો દીકરો.

**કાળીદાસ**—૧–૧૨, ૨૬. ઉજ્જણનો પ્રખ્યાત કવિ. ભોજવાળો.

**કુંકુણેશ**—૨–૬૯. કોકણનો રાજા. (મલ્લિકાર્જુન.)

**કુંતસિંહ**—૫–૫૯. શંખ તથા વસ્તુપાળની લડાઇમાંનો એક યોદ્ધો.

**કુમાર**–૨–૮૪, ૧૦૦. સોમેશ્વરદેવનો બાપ. લવણપ્રસાદનો ગોર. કુમારગોર.

**કુમારદેવી**—૩–૨૨. વસ્તુપાળ તેજપાળની મા.

**કુમારપાળ**—૨–૪૦. અણહિલવાડ પાટણનો પ્રખ્યાત રાજા. સિદ્ધરાજ પછે ગાદીયે બેસનાર.

**ખંગાર**—૨–૨૫. જુનાગઢનો રાજા. રાહાખેંગાર ૨ જો. નોંઘણનો દીકરો અને રાણકદેવીનો ધણી.

**ગુર્જરેશ્વર**—૨–૨. ગુજરાતનો ધણી. (રાજા.)

**ચંપા**—૧–૫૭. ભાગલપુર.

**ચાણાક્ય**—૩–૫, ૪૮. એક પ્રખ્યાત બ્રાહ્મણ જેણે નંદકુળને નિર્મૂળ કરીને ચંદ્રગુપ્તને પાટલીપુત્રનો રાજા બનાવ્યો. તેનું બીજું નામ કૌટિલ્ય વાત્સ્યાયનિ પણ હતું. ચાણક્ય નીતિશાસ્ત્રકર્તા.

**ચામુંડરાજ**—૨–૬. અણહિલવાડ પાટણનો રાજા. મૂળરાજનો દીકરો.

**ચાહમાન**—૧–૨૮. (પાઠમાં). ચવાણ (ચુવાણ) નું સંસ્કૃત. તે આંહી ચૌલુક્યને બદલે મૂક્યું છે.

**ચેદી**—૨–૧૦૦ ચેદી દેશ, અથવા બુંદેલખંડ.

**ચૌલુક્ય**—૨–૧. પાટણના રાજાઓના વંશનું નામ.

**જગજ્જંપન**—૨–૧૧. વલ્લભરાજનું બીજું નામ.

**જગદેવ**—૨–૯૫. ધારાનગરીનો પરમારવંશનો બહાદુર કુમાર કે જે પોતે ગાદીએ આવવા પહેલાં અણહિલવાડના સિદ્ધરાજ (જયસિંહ) ને ત્યાં

નોકરીમાં હતો. સિદ્ધરાજનો જમાઈ. ઉદયાદિત્યનો પુત્ર. કચ્છના લાખાફુલાણીનો પણ જમાઈ હતો. (રા. મા. પૃ. ૧૪૩.)

**જાંગલિ**—૨-૪૬, ૫૩. જાંગલ=કુરૂદેશની પાસેનો દેશ. (મીરતવાળા પ્રદેશ પાસેનો દેશ.) તેથીજ કુરૂજાંગળ કહેવાય છે. કા૦ એક પ્રન્ત છે એમ અનુમાને છે.

**તાપી**—૪-૫૦. સુરત પાસેની જાણીતી નદી.

**ત્રિપુરી**—૧-૫૮. તેવર. જબલપુરની પાસે શિવે મારેલા એક દૈત્ય (ત્રિપુરાસુર) ની રાજધાની. એક કલ્પિત ગામ.

**દુર્લભરાજ**—૨-૧૨. અણહિલવાડ પાટણનો રાજા. વલ્લભરાજનો નાનેરો ભાઈ.

**ધનપાળ**—૧-૧૬. ઋષભ પંચાશિકા તથા પાયલચ્છીનો કર્તા. વિશાળાનગરીના સર્વદેવ બ્રાહ્મણનો પુત્ર. લગભગ ઈ. સ. ૯૭૦ (વધુ માટે પ્રબંધચિંતામણિ સર્ગ ૨ માં જોવું.)

**ધારા**—૧-૫૮, ૨-૧૭, ૩૧, ૩૩. માળવાની રાજધાની. આજનું ધાર.

**નડુલ**—૨-૬૯. ઈશાનપુર પાસેનું નાડોલ. (કાશ્મીરના રસ્તામાં છે.)

**નંદ**—૩-૪૮ (ની નોટ) પાટલિપુત્રનો યોગાનંદ નામનો રાજા તથા તેના સુમાલ્યનંદાદિ ૮ પુત્ર મળીને ૯ નંદ કહેવાય છે. તેઓને ચાણક્યે મરાવ્યા હતા. **नवनंदान्द्विजः कश्चित्प्रपन्नानुद्धरिष्यति** (ભા. ૬. સ્કં. અ. ૧ શ્લો. ૪) **प्रपन्न** એટલે વિશ્વસ્ત અને **उद्धरिष्यति** એટલે સમૂળ ઉપાડી નાંખશે. (શ્રીધર.)

**નરચંદ્ર**—૧-૨૨. એક જૈન સાધુ. વસ્તુપાળની મા કુમારદેવીના પિયરનો ગોર.

**નરવર્મ**—૨-૩૨. માળવાની ધારાનગરીનો રાજા. યશોવર્માનો બાપ.

**નીલકંઠ**—૧-૧૯. ઘણું કરીને તે એક જૈન કવિ હતો.

**પંપા**—૧-૭૮. મથરાસમાંનું એક તળાવ. રામાયણનું પંપાસર.

**પરમાર**—૨-૩૦. ક્ષત્રિયોની એક જાત. પોવર. (પવાર). આની ઉત્પત્તિ માટે આબુ ઉપરના એક લેખમાં લખ્યું છે કે—

**श्रेयः श्रेष्ठवसिष्ठहोमहुतभुक्कुंडान्मृतंडात्मज**

**प्रद्योताधिकदेवदीधितिभरः कोप्याविरासीन्नरः ॥**

**तंमत्वा परमारणैकरसिकं सव्याजहार श्रुते**
**राधारः परमार इत्यजनि तन्नामाथ तस्यान्वयः ॥ १२ ॥**

અર્થ—વસિષ્ટના હોમ-કુંડમાંથી સૂર્યનાથી વધુ પ્રકાશવાન્ કોઇક પુરૂષ પ્રગટ થયો તેને શત્રુઓને મારવામાં એક રસિક માનીને વેદના આધાર એવા એ ઋષિયે આ પરમાર ઉત્પન્ન થયો એમ કહ્યું તેનો વંશ એ નામથી ચાલ્યો.

**પૃથુ**—૨-૪૧. પ્રખ્યાત પૃથુરાજા. વેનનો દીકરો. આણે પૃથીને દોહી તેથી તેનું નામ પૃથ્વી પડયું.

**પ્રતાપમલ્લ**—૨-૫૮. એક રાઠોડ કુંવર ( કુમારપાળનો દૌહિત્ર ? કુમારપાળચરિત્ર પૃ. ૨૨૫)

**પ્રભાસ**—૯-૭૦. પ્રભાસપાટણ.

**પ્રલ્હાદન**—૧-૨૦-૨૧. પ્રલ્હાદનદેવ. આબુના પરમાર રાજા યશોધવલનો બીજો પુત્ર. (આબુના લેખના શ્લો. ૩૮-૩૯)

**બકપાટક**—મહોબા અથવા મહોબક અને આ સરખાં લાગે છે.

**બલ્લાલ**—૨-૪૮. ઉજ્જણનો રાજા.

**બાબરો**—૨-૩૮. જંગલી જાતના લોકોનો કોઈ મુખી. જેને પછેના લખનારાઓ ભૂતનો રાજા કહેતા, અને જેને સિદ્ધરાજે વશ કર્યો હતો. (બર્બરક)

**બાર્પ**—૨-૩. આને બારપ અને દ્વારપ પણ લખે છે. કલ્યાણના રાજા તૈલપનો સેનાપતિ. આ શ્લોકમાં તેને લાટ રાજાનો સેનાપતિ વર્ણવ્યો છે. કલ્યાણના રાજાએ લીધેલો મુલક ગુજરાતના દક્ષિણ સુધી છે એ વાત ધ્યાનમાં રાખ્યાથી આ બે મતનું સમાધાન થાય છે. તૈલપ રાજાને તૈલંગણ દેશનો રાજા પણ લખ્યો છે. (પ્ર. ચ.)

**બ્રહ્મપુરી**—૪-૩૪. બ્રાહ્મણોને દાનમાં આપેલું ગામ કે મહોલ્લો કે ઘર. વસ્તુપાલે વસાવેલો ખંભાતનો એક મહોલ્લો.

**ભીમ**—૨-૧૫. અણહિલવાડ પત્તનનો રાજા ૨ જો. ૨-૫૯, ૬૦ ભોળો ભીમ. ૩ જો. ૨-૬૦ ભીમસેન.

**ભુવનપાળ**—૫-૧૬, ૪૩. શંખ-વસ્તુપાળની લડાઈમાં વસ્તુપાળ

**મુંજ**—૧-૨૧. ધારાનો રાજા. મોટા ભોજનો કાકો.

**મુંજાલસુત**—૨-૯૭. આને મુંજલસુત પણ લખે છે. અણહિલવાડ પાટણનો એક હુશીયાર કારભારી. કર્ણનો કારભારી મુંજાલ હતો.

**મ્લેચ્છ**—૨-૫૮. અંહી તે મુસલમીનો માટે વાપર્યો છે.

**યદુ**—૪-૫૩, ૬૩, ૬૯. } દક્ષણમાં રહેનારી એક જાત. ય-
**યાદવ**—૪-૪૭, ૮૨. } દુવંશીઓ ( જાદવ. )

**યશોવીર**—૧-૨૬, ૨૭, ૨૯. વસ્તુપાળનો ભાઈ ( ચાવડાનો કારભારી. ) એમ ક્રા૦ લખે છે, પણ તે જાબાલિપુર ( મારવાડમાં શીરોહી તાબાનું જવાલી ગામ તે )ના રાજા ઉદયસિંહનો ભંડારી અને મંત્રી હતો. ( અથવા ભંડારી ઉપનામ હોય ) તેને વસ્તુપાલે આબુનું દેવળ તૈયાર થયા પછે જોવા બોલાવેલ, અને બંને પરસ્પર મળીને બહુ ખુશી થયા. મંત્રીના પૂછવાથી તેણે દેવળની કેટલીક ખોટયો બતાવી હતી એમ પ્રબંધ ચ૦ માં લખ્યું છે. કદિ તે વસ્તુપાળનો મશ્યાઈ, મ્હોળાઈ, ફઇઆઈ કે પિત્રાઈ ભાઈ થાતો હોય તો હોય.

**રામ**—૨-૫. દશરથપુત્ર.

**રેણુકા**—૩-૨૦. પરશુરામની મા. પરશુરામના પિતા જમદગ્નિ ક્રોધી બહુ હતા. એક વખત રેણુકા આશ્રમ પાસેના જળાશયમાં રજા લઇને ન્હાવા ગયાં. ત્યાં ચિત્રરથ રાજા પોતાની સ્ત્રી સહિત જળક્રીડા કરતો હતો, તે જોવા જરાવાર રોકાણાં. તેથી આશ્રમે મોડાં આવેલાં જોઈ ઋષિને કોપ ચ્હડયો અને રોકાણનું કારણ પૂછી જાણી અધિક ક્રોધ ચ્હડયો. તેથી પોતાના પાંચ દીકરામાંના ૪ ઘેર હતા તેને રેણુકાને મારી નાંખવાની એકેકને આજ્ઞા કરી, તે તેઓએ માતૃવધ પાપથી ડરી ના પાડતાં ચારેને પોતે શાપ દઇ પથ્થર કરી નાંખ્યા. છેવટ પરશુરામ આવ્યા તેણે આજ્ઞા માની માની હત્યા કીધી. પોતાની આજ્ઞા માની તેથી જમદગ્નિએ ખુશી થઈ પરશુરામને વર માગવા કહ્યું. તેણે પોતાના ચારે ભાઇઓ અને મા જીવતાં થાય અને માને વધની વાત યાદ ન રહે અને જમદગ્નિ પોતે હવેથી એવો ક્રોધ મૂકી દે એ વર માગ્યા. ઋષિયે અસ્તુ કહેતાં તે પ્રમાણે થયું; ઉપરાંત પરશુરામને

અજેય અને ચિરંજીવી થવાના વર વધુ આપ્યા. ( ભા. વ. પ. અ. ૧૧૬ )

**લક્ષ્મદેવ**—૪-૮૨ ?

**લવણપ્રસાદ**—૨-૮૩, ૮૬ વગેરે. ધોળકાનો રાજા ( લૂણોજી ) ભોળા ભીમનો પ્રધાન. તેના બાપ અર્ણોરાજને કુમારપાળે વાઘેલની જાગીર આપી તેથી વાઘેલા કહેવાણા.

**લાખો**—૨-૪. લાખો ફુલાણી કચ્છના ( જામ ફુલનો દીકરો ) જે પશ્ચિમનો બાદશાહ કહેવાતો. એની રાજધાની કલીકોટ હતી. ( ઈં. એં. ડી. ૧૮૭૩ પૃ-૩૩૦ ) બાજરો લાખે છત્તો કર્યો કેવાય છે. લાખાની ઉત્પત્તિ અને નાશ માટે મતફેર છે. પ્રબંધચિંતામણિમાં તે પરમાર રાજા કીર્તિરાજની દીકરી કામલતાએ ભૂલથી સ્વીકારાયેલા ફૂલગોવાળાને પરણી તેનાથી થયાનું અને કપિલકોટના કીલ્લા પાસે મરાયાનું અને કા. સ. સં. માં નાગડના કેરાકોટ ગામના રાજા ફુલનો દીકરો અને કાઠીયાવાડમાંના આટકોટ ગામ પાસે મરાયાનું લખ્યું છે. જન્મ ઈ. સ. ૮૫૫. મૃત્યુ ૯૭૯ ( રા. મા. દા. ૮૮ ની નોટ. ) આટકોટ લાખે વસાવ્યું છે. ત્યાં આજ તેનો પાળીયો છે, લેખ નથી ( કા. સ. સં. )

**લાટેશ્વર**—૨-૩. ૪-૫૭. લાટ ગુજરાતનો દક્ષિણનો મુલક તેનો રાજા.

**વલ્લભરાજ**—૨-૯. અણહિલવાડ પાટણનો એક રાજા. ચામુંડરાજનો પુત્ર.

**વાલ્મીકિ**—૧-૧૦ આદિ કવિ. વાલ્મીકી રામાયણકાર.

**વિજયસેન**—૧-૨૩. વસ્તુપાળનો ધર્માચાર્ય, અને આબુ ઉપરની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરતી વખતે આચાર્ય હતો તે જૈન સાધુ. આને વિજયસિંહ પણ લખ્યો છે.

**વિદિશા**—૧-૫૭ ( નોટ ) દશાર્ણ દેશની રાજધાની. મેઘદૂતમાં વર્ણન છે.

**વિલ્હણ**—૧-૧૭. વિક્રમાંકદેવ ચરિત્રનો કર્તા. ઈ. સ. ૧૦૮૫ માં હતો. તેણે ચૌરપંચાશિકા ખંડકાવ્ય પણ કર્યું છે.

**વીરધવળ**—૨-૭૬, ૧૦૬ વગેરે. ધોળકાનો રાણો. લવણપ્રસાદનો પુત્ર.

**વીરશૂદ્રક**—૫-૧૫. પૈઠનમાં શાલીવાહન રાજાના વખતમાં થયેલો

શક્ક નામનો બ્રાહ્મણનો છોકરો. જે મહા બળવાન તથા પરાક્રમી હતો. તેના પરાક્રમની વાત પ્ર. ચ. માં ૧૫ મા સાતવાહન પ્રબંધમાં છે તેમાં જોવું.

**શંખ**—૪-૭૨, ૫-૪, ૧૦, ૧૭, ૪૧, ૪૩, ૪૪, ૪૮, ૫૨, ૬૧, ૬૩. સંગ્રામસિંહનું બીજું નામ. વધુ માટે તેમાં જોવું.

**શત્રુંજય**—૯-૨૧. પાલીતાણા પાસેનો સેત્રુંજો પર્વત. જૈનોનું મુખ્ય તીર્થ.

**શંભર**—૨-૨૯. સાંભર, સાભર. શાકંભરી નાગોર અજમેર. મેરૂતુંગ સપાદલક્ષ જણાવે છે. અજમેરના રાજા સપાદલક્ષે મૂળરાજ ઉપરની ચ્હડાઇ વખતે નવું વસાવેલું શહેર. ( રા. મા. પૃ. ૬૩ ની નોટ. પ્ર. ચિં. પૃ. ૭૪ )

**શુક**—૪-૨૮. ન્યાય ઉપર લખનાર. એક સ્મૃતિકાર.

**સરયૂ**—૧-૭૦. અયોધ્યા પાસેની નદી.

**સંગ્રામસિંહ**—૪-૪૧, ૪૨, ૪૭, ૬૫. શંખનું બીજું નામ. સિંધુરાજ જે વડવાનો રાજા હતો તેનો દીકરો. જેણે સૈયદ નામના મુસલમાન વેપારીનો પક્ષ લઈને વસ્તુપાળ સાથે લડાઈ કરી હતી પણ તે હાર્યો. આ રાજા દક્ષિણના સિંઘન સાથે પણ લડ્યો હોય એમ જણાય છે, અને તેનાથી પણ હાર્યો અને કેદ પકડાણો હતો.

**સરસ્વતી**—૧-૬૦. અણહિલવાડ પાસે થઈને વ્હેતી પ્રખ્યાત સરસ્વતી નદી.

**સામંત**—૫-૪૪. શંખ તરફનો એક યોદ્ધો. શંખનો મિત્ર.

**સિદ્ધરાજ**—૨-૩૮, ૩-૪. સિદ્ધરાજ જયસિંહ. ( સધરા જેસંગ ) રાણકદેવી વાળો.

**સિદ્ધેશ્વર**—૮-૭૬. એ નામનું શહેર. ગુજરાતમાંનું સિદ્ધપુર અને આ એક જ હશે.

**સિંધુપતિ**—૨-૨૬. પશ્ચિમ કીનારા ઉપર વટવા ( નામનું મુખ્ય ગામ. ) જેની રાજધાની હતી તે રાજાનું નામ.

**સીતા**—૩-૧૦૦. વસ્તુપાળની દાદી. અશ્વરાજની મા.

**સુભટ**—૧-૨૪. એક જૈન કવિ. તેણે દૂતાંગદ નાટક કર્યું છે.

**સોમનાથ**—૯–૩૧. કાઠિયાવાડમાં પ્રભાસપાટણમાં પ્રખ્યાત શિવસ્થાન. ૧૨ જ્યોતિર્લિંગમાંનું ૧.

**સોમસિંહ**—૫–૫૪. એક લડવૈયો.

**સોમેશ્વરદેવ**—૧–૪૬. કીર્તિકૌમુદી ( આ કાવ્ય ) નો કર્તા.

**સ્તંભતીર્થ**—૪–૪. સ્તંભપુર, ખંભાત.

**હરિહર**—૧–૨૫. સોમેશ્વરદેવનો હરિફ. રામશતકનો કર્તા. ( આગળ પ્રસ્તાવનામાં વિસ્તાર છે. )

**હસ્તિના**—૧–૬૦. કેટલાક દિલ્હી કહે છે પણ તે ખોટું છે; કેમકે દિલ્હી તો યમુનાકાંઠે છે અને આંહી તો ગંગાકાંઠાનું શહેર જોયે. મૂળમાં **गजाव्हयं च गंगेव** એમ છે તે **हास्तिना**ને માટે જ છે. **गजाव्हय गजसाव्हय, गजपुर, हास्तिन, हास्तिना,** એ બધા પર્યાય છે. પણ તે દિલ્હીને માટે નહીં. આ સ્થળ તો ગંગાકિનારે જ હતું અને ત્યાં **निमिचक्र** રાજા ( કુરૂકુલોત્પન્ન પાંડવવંશીય અસીમ કૃષ્ણ રાજાનો પુત્ર, જનમેજય પછેનો પાંચમો પુરૂષ ) રાજ્ય કરતો હતો. તે વખતે તે ગંગાના પ્રવાહથી નાશ પામ્યું તેથી તે રાજા કૌશાંબીમાં ગયો. ( ભા. પ્રા. ઐ. કોશ પૃ. ૩૨૨ તથા ૬૯૮ ) બાબુ શિવપ્રસાદ કહે છે કે હસ્તિનાપુર યુધિષ્ઠિરના ૨૩ મા-પૂર્વજ હસ્તિરાજાએ ગંગાકીનારે વસાવ્યું હતું. જે પ્રયાગથી વાયુમાં ૩૫૫ મૈલ ઉપર હતું. આજ જ્યાં મેરટ છે કે જે દીલ્હીથી ઇશાને ૩૬ મૈલ છે, તેની પાસે **हास्तिना** હતું. જ્યાં માત્ર હાલ ૧ દેવળ છે. ગંગા ત્યાંથી પૂર્વમાં ૨૦ માઇલ છે. ( ભૂ. હ. પ્ર. ભાગ પૃ. ૧૧૫. )

**હેમસૂરી**—૧–૧૮. પ્રખ્યાત હેમાચાર્ય. જેણે કુમારપાળને જૈન ધર્મમાં લીધો, અને જૈનસાહિત્યમાં વધારો કીધો.

૨૭૨૭૨